# સાંકળિયું

# ચિત્રોનો અનુક્રમ



## બ્લોક

# નિવેદન

દેશદેશની સ્વાધીનતાની લડતો વિષે પુસ્તકો લખી રાજ-પ્રકરણી સાહિત્ય ગુજરાતમાં ઉતારવું એ સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરનો શરૂનો કાર્યક્રમ હતો; અને તેના અમલ રૂપે બે પુસ્તકો તો આરંભમાં તુર્ત જ પ્રગટ થઇ ચૂકેલાં: એશિયાનું કલંક અને મરણીયું આયરલાંડ: બન્નેને પ્રજાએ પૂરતો આદર દીધો છે. પહેલા પુસ્તકની બીજી આવૃત્તિ પણ ખલાસ થવા આવી છે, અને બીજાની એક પણ પ્રત બહુ સમય થયાં બાકી રહી નથી. ફક્ત સમયને અભાવે જ એની બીજી આવૃત્તિને વિલંબ થાય છે. 'એશિયાનું કલંક' તો શ્રી પાલીતાણા નાટક મંડળીએ 'પુનરૂદ્ધાર'ના નાટક માટે પણ વાપરી કાઢયું છે.

પરંતુ આ બે પુસ્તકો પછી તો વિધવિધ સાહિત્યની નવી દિશાઓ ઉઘડી: લોક સાહિત્ય: જીવનચરિત્રો: સામાજીક તેમ જ ઐતિહાસિક કથાઓ: બંગ સાહિત્યમાંથી નાટયોના અનુવાદો: એ બધાં ક્ષેત્રો ખેડાયાં, અને એ તમામની લોકપ્રિયતા તો જાહેર માહેતીની વાત થઇ પડી છે.

આજે પાંચ વર્ષે ફરીવાર 'સ્વાધીનતાની લડત'ના સાહિત્યનો પ્રવાહ ચાલુ થાય છે. ઘણા સમયથી અપાયેલાં વચનનું પાલન કરી શકાય છે. 'હંગેરીનો તારણહાર' પછી મિસર, પોલાંડ, ચીન અને રૂશીયાના સ્વાતંત્ર્ય-સંગ્રામો રજુ કરીશું: ઉપરા ઉપરી નહિ, પણ વચ્ચે વચ્ચે અન્ય રસ-સાહિત્ય પિરસતા પિરસતા.

પ્રજાને આત્મભાન થવામાં મદદ દેવી, એ એક જ અભિલાષ છે. એ આત્મભાન એક જ દિશામાંથી કદિ નથી આવવાનું. સર્વ કોઇ પ્રજાને પૂરેપૂરી બે આંખો આવશ્યક છે : એક પોતાની અંદરનાં જ ઉચ્ચ તત્ત્વો ઓળખી લેવાની, ને બીજી અન્ય પ્રજાઓના ઉત્તમ સંસ્કારને ઉકેલવાની : મહત્તાનું સાચું દર્શન તે વગર નહિ સાંપડે. એકાક્ષી દશા તો અસહ્ય જ બનવી જોઇએ. સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરના પ્રયત્નો એ બન્ને આંખોમાં ઉજાસ ભરવા તરફ ચાલુ રહે, એટલી જ ઉમેદ છે.

બેસતું વર્ષ
૧૯૮૪

પ્રકાશક

હુંગેરીના તારણહારે સ્વીકારેલી અને
મગીયર પ્રજાએ મક્કમપણે લડી કાઢેલી
અહિંસાત્મક અસહકારની લડતનું આ
વૃત્તાંત બીજા કોને સમર્પિત કરી
શકાય ? એ લડતના અવિચલ હિમાયતી

**મહાત્મા ગાંધીજીને**

# આધારનાં પુસ્તકો

1. Resurrection of Hungary-Arthur Griffith.
2. The Governments of Europe-Munro.
3. Modern Europe-Alison Phillips.
4. Peoples of all Nations.
5. Historians' History of the world.
6. The Statesman's Year Book 1919.
7. Quarterly Review.

મુખ્યત્વે કરીને તો આમાંના પહેલા પુસ્તકની જ સામગ્રી ગુજરાતીમાં ઉતારી છે. એનો ગ્રંથકાર આરથર ગ્રીફીથ તે આયરલાંડનો તારણહાર–આયરલાંડનો ડીક હતો. એણે પોતાના દેશવાસીઓને બ્રીટનના પંજામાંથી છૂટવાની સર્વોત્તમ રાજનીતિ ભણાવવા માટે જ ઉક્ત પુસ્તક લખેલું હતું.

આરથર ગ્રીફીથે તો એ પુસ્તક લખીને કેમ જાણે આયરલાંડના કાનમાં રણશીંગું ફુંક્યું હોય, એવી અસર નીપજાવી હતી. પુસ્તકના ઉત્તરાર્ધમાં ગ્રીફીથે હંગેરી અને આયરલાંડની પરિસ્થિતિ વચ્ચે લાંબી તુલના કરી છે. તે ભાગની સાથે આપણને સીધી નિસ્બત ન હોવાથી તે આ પુસ્તકમાંથી છોડી દીધો છે.

મહાવીર ગ્રીફીથ આયરલાંડના સ્વાધીન રાજશાસનનો પ્રથમ પ્રમુખ ચુંટાયો હતો. દેશને કમભાગ્યે એનું ભર જુવાનીમાં જ મૃત્યુ નીપજ્યું. એણે આયરલાંડની તવારીખમાં ભજવેલો ભાગ અમારા 'મરણીયું આયરલાંડ'માં વર્ણવાઇ ગયો છે.

આ પુસ્તકનાં પ્રત્યેક પ્રકરણમાં જે શોભા–ચિત્રો મૂકયાં છે, તે હંગેરીયન પ્રજાનાં જ છે. મગીયર યોદ્ધો પ્રથમ ઉતર્યો તે વખતે કેવો હતો, ત્યાંના ખેડુત, અમીર, સ્ત્રીઓ વગેરે કેવા ચહેરા મ્હોરા ને વેશ પહેરવેશ ધરાવે છે, તેના એ નમૂના છે.

મહાત્માજીની જન્મતિથિ
૧૯૮૩ : ભાદ્રપદ : શુદ ૧૨

સંપાદક

# યુરોપને રાજદ્વારે

પોતપોતાનું વતન તો સર્વ કોઇને પ્યારૂં લાગે છે: પછી એ વતનની શોભા ભલે નજીવી હોય, તવારીખ ભલે શૂન્ય હોય, પ્રગતિ ભલે નામની જ હોય. વતનપ્રેમી તો એ નિર્જીવતામાં પણ કૈં કૈં નિગૂઢતાનું આરોપણ કરે છે. અન્ય કોઇને એ નહિ દેખાય.

પરંતુ દુનિયાના કેટલાએક દેશોએ તો કંઇક એવો ઇતિહાસ સરજ્યો છે, એવો ભૂતકાળ ભજવ્યો છે અને અમરતાના પંથ પર એવાં પગલાં માંડયાં છે, કે એનું ખેંચાણ બીનવતનીઓને પણ ઘડીભર પોતાના નિવાસી બનાવી મૂકે છે. એ દેશનું નામ લેવાતાં જાણે આપણા ઘરના ઉંબરમાં જ એનાં સુખદુઃખનાં વીતકો સરજાતાં હોય એવી લાગણી થઇ આવે છે. એની એકેક હકીકત પરથી આપણી નિગૂઢ સ્મૃતિનાં ગુપ્ત દ્વારો ઉઘડી જાય છે. એના સીમાડાની સાંકડી રેખા ભૂંસાઇ જઇને હજારો યોજન દૂર વસતા પરપ્રજાજનોને પણ પોતાનામાં શમાવી લેનારૂં એક નવું જ સીમા-વર્તુલ દોરાઇ જાય છે.

આયરલાંડ, રશીયા, ચીન, ને હંગેરી: એ દેશો આ કક્ષામાં આવે છે. એનો ઇતિહાસ સર્વસ્પર્શી–સહુને માટે મર્મસ્પર્શી છે. એનાં સુખદુઃખમાં આપણે સામે ચાલીને ભાગીદારી નોંધાવીએ છીએ. ઇશ્વરનાં માનવ-બાલકોએ જ્યાં જ્યાં દુઃખો સહ્યાં છે, અને તે મર્દ બનીને સહ્યાં છે, કોઇની કરૂણા યાચ્યા વગર મૌન સેવીને સહ્યાં છે, ત્યાં ત્યાં આપણી આત્મીય ભાવની સહાનુકમ્પા ચાલી નીકળી છે. એણે સહેલાં, તે આપણે કલ્પનાના ભુવન પર જઇ સાતગણાં સહીએ છીએ. હંગેરીએ પણ પરાધીનતાનાં બુરાં વીતકો વેઠેલાં છે, એ કારણે, તેમજ હંગેરી એશિયાઇ સંસ્કૃતિ લઇને યુરોપમાં સીંચાવ્યું હતુ તે કારણે આપણા મમત્વની શતકો-જૂની સ્નેહ-વીણાના તાર પર ઝંકાર ઉઠે છે. એની અત્યારની ગ્રામ્ય પ્રજા, એના આચાર વિચારો, કુવા પરના ઢીંકવાઓને અને જળાશયને કિનારે જીવાતું સ્ત્રીઓનું સામાજીક જીવન, વગેરે લક્ષણો એને આપણાં ગામડાંની અડોઅડ લાવી મૂકે છે.

હંગેરીનો અર્ધી સદીનો શાંત રણસંગ્રામ કોણે ખેલ્યો ? તારણહાર ફ્રાન્સીસ ડીક તથા એના ગોડીઆઓએ. પરંતુ એ બધાને જન્મ દેનાર તત્વ તો બીજું જ હતું. બે કરોડ માનવ-પ્રજા એક જ તાલે એ તારણહારની

ડુકડીના અવાજ અનુસાર કદમ માંડે, એ તાલબદ્ધ બનવાની મનોદશા કોઇ વિલક્ષણ દિશામાંથી જ વહેતી હતી. કેવળ હંગેરીમાં જ નહિ, પણ સારા યુરોપની અંદર એ પ્રવાહ રેલાતો હતો. એ સંગ્રામ કેવળ આસ્ટ્રિયા અને હંગેરી વચ્ચેનો નહિ, પણ એકહથ્થુ રાજસત્તા અને હજારો હાથવાળી લોકસત્તા વચ્ચેનો સંગ્રામ હતો.

યુરોપી ઇતિહાસ તો ડગલે ને પગલે આપણો આચાર્ય બનીને શિક્ષણ દેતો આવે છે. રાજસત્તા જ્યારે મતલબી બની તે કાળે તેને પદભ્રષ્ટ કરી ત્યાં લોક-શાસનનાં સિંહાસન માંડવાનું સૂત્ર ભણાવનાર, ને એ મહા-યુદ્ધનાં આયુધો બાંધતાં શીખવનાર પણ યુરોપી ઇતિહાસ જ છે. બીજી બાજુ પ્રજાસત્તા છકી જઇને, ભૂલાવામાં પડીને, મુક્તિનું મદિરાપાન કરીને કેવાં કેવાં દારૂણ પરિણામો લાવેલી છે, તે ચેતવણી આપનાર પણ યુરોપી ઇતિહાસ જ છે.

## વિપ્લવકારી ફિલસુફો

એ યુરોપી ઇતિહાસના ઓગણીસમી સદી (૧૮૧૫-૧૯૦૦)ના પાયા ઉપર હંગેરીનો રણયજ્ઞ લખાયો છે. જગતની રાજકારણી તવારીખમાં ઓગણીસમી શતાબ્દિનો મહિમા ઘણો મોટો છે. તે પહેલાંની અઢારમી સદીએ અલબત માનવ હક્કોની સમાનતાનું નવીનજ ભાન કરાવ્યું. સમાન હક્કો એટલે માત્ર શસ્ત્રધારી, સત્તાધારી અમીર ઉમરાવોના જ હક્કો, રાજસત્તા પર ફક્ત એ પૃથ્વીના માનીતા પુત્રો-જમીનદારોનો જ અંકુશ, 'મેગ્ના ચાર્ટા' ફક્ત એ જ લખાવી શકે, લોકપ્રતિનિધિસભામાં એ જ બેસી શકે, ઉચ્ચ શિક્ષણ એ જ લઇ શકે, મૃગયા એ જ માણી શકે, કરવેરામાંથી એ જ મુક્ત રહી શકે, રાજસત્તાને થાપી કે ઉથાપી એ જ શકે, બુદ્ધિ તો એના જ બાપની: આ તમામ ઇંદ્રજાળને ભેદી માનવ-અધિકારની સમાનતાનો મંત્ર ગજવનાર ફિલસુફ રૂસો, ગીઝોટ ઇત્યાદિને એ ૧૮મી શતાબ્દિએ જન્મ આપ્યો. તેઓએ કેવળ રાજસત્તાનાં જ નહિ, પણ અમીરસત્તાનાં, ધર્માચાર્યોની સત્તાનાં, વિશિષ્ટ હક્કો ભોગવનારા તમામ વર્ગોની સત્તાનાં રૂધિરમાં કલમ બોળીને લખાણો આદર્યાં. યુગયુગોથી માનવ-હૃદય પર ચડી બેસીને પામરતાનો કેફ પાનારી એ પરસ્વાધીનતાની મનોદશાને રૂસો ગીઝોટ ઇત્યાદિ ફ્રેંચ ફિલસુફોના શાંત વિપ્લવકારી ફિલસુફી-સાહિત્યે ઉથલાવી નાખી. અને એ શબ્દોના જોર પર જ, ફ્રાન્સના દલિત, ક્ષીણદેહી, ભુખ્યાં, દુકાળીયાં થઇ ગયેલાં પ્રજાજનોએ એક દિવસ જાગીને ફક્ત પોતાની લાકડીએ લાકડીએ જ રાજા, અમીરો તથા ધર્માચાર્યોનાં અનેક અમાનુષી જુલ્મોના ધામ બેસ્ટાઇલ કિલ્લાને જમીંદોસ્ત કરી સપાટ સીધું મેદાન બનાવી મૂક્યું, રાજા રાણીનાં માથાં ઉડાવ્યાં, લોકશત્રુ ધર્માચાર્યોને તથા

અમીરોને દેહદંડ દીધા. પણ પછી તો એ પ્રજા-રોષ કોઈ ન્યાય નીતિનાં ધોરણ સ્થાપવા માટે ન રોકાતાં લોહીની જ પ્યાસે ચડી ગયો. રાજાઓએ કર્યા હતા તેવા જ હત્યાકાંડો પ્રજાએ આદર્યા, કહેવાયું કે નેપોલીઅન બોનાપાર્ટ એનો પુરોહિત બન્યો, ને આખા યુરોપમાં એ મનોદશાએ પ્રસરી જઈ ખળભળાટ જગાવ્યો. યુરોપી રાજસત્તાઓએ એકત્ર મળી, કૈં વર્ષો સુધીની જેહમતને પરિણામે નેપોલીઅનનાં પ્રલય-પૂરને ખાળી નાખ્યાં, અને તેઓએ પ્રજાસત્તાના તત્ત્વ સામે બેવડો વિરોધ પોતાના હૃદયના ઉંડાણમાં છૂપાવીને ઇ. સ. ૧૮૧૫માં વીએના નગરની અંદર અખિલ યુરોપી સુલેહ પરિષદ ઉજવી.

## બે માર્ગો

આ ૧૮૧૫ની વીએના-પરિષદ એટલે ઓગણીસમી શતાબ્દીના નવા યુગનું પ્રથમ પગલું. એ રાજપરિષદે નવો મંત્ર પુકાર્યો કે ફ્રેંચ વિપ્લવના બેમરજાદ અને અત્યાચારી ભાવનાવાદમાંથી દુનિયાએ સમાજ-જીવનના વધુ ચોકસ પાયા ચણવા જવું પડશે. "માનવ હક્કો" આદિ રૂસ્સોના કાચા ને અધકચરા સિદ્ધાંતોનો અપચો આપણને ફરીવાર પાલવતો નથી.

હવે એ પ્રજાજીવનનું સંગીન મંડાણ કર્યું ? બે માર્ગો ફાટયા.

એક : રાજાઓ અને ધર્માચાર્યોનો માર્ગ : એકહથ્થુ અનિયંત્રિત સત્તા : પૂર્વે હતું તેવું : દમનનીતિનાં બેવડાં જોર : પાછાં પગલાં :

બીજું : માનવ-અધિકારની સમાનતાના માર્ગ પર આગળ પ્રયાણ : પણ તે રૂસ્સો ઇત્યાદિ ફિલ્સુફના અધકચરા સિદ્ધાંતોના શબ્દાનુસાર નહિ, હિંસા અને વૈરમાં પરિણમે તે રીતે નહિ; ઘટિત અંકુશો સાથે પરસ્પર તમામ વર્ગોના અધિકારોનું સમતોલ સંરક્ષણ

## રાજસત્તાનું પરિબળ

આ બે પંથો પંથે પડી ગયા. યુરોપની મહાન રાજસત્તાઓએ ઇશ્વર-દત્ત સર્વસત્તાધિકારની જૂની વાટ લીધી. લશ્કરો જમાવ્યાં. કુટિલ રાજ-નીતિના ધુરંધર સચીવો રોકયા અને દમન-દોર આદરી દીધો. નેપોલી-અન પર વિજય મળ્યાથી મત્ત બનેલાં મહારાજ્યોએ યુરોપના નકશાની અસલની જે સ્વાભાવિક રેખાઓ નેપોલીઅને ભુંસી નાખી હતી તેનો ગેરલાભ લઇને નવા બનાવટી ભાગલા પાડયા. નોરવે પ્રદેશ ડેન્માર્ક પાસેથી લઇને સ્વીડનને સોંપ્યો: સ્વીડનનું સાથી ફીન્લાંડ ઝુંટવીને રૂશીયાને આપી દીધું: હોલંડને બેલ્જીઅમ પકડાવ્યું: રાઇન નદીના પ્રદેશો ફ્રાંસ પાસેથી છીનવી જર્મનીને વળગાડયા. ભાષા, ઓલાદ, ભુગોળ, એ તમામના કુદ-રતી પ્રવાહોને આ રીતે 'સત્તાની સમતોલતા' જાળવવા માટે છિન્નભિન્ન કરી નાખ્યા. એમાંથી પ્રજાનો અસંતોષ પ્રગટ થયો. વળી નેપોલીઅન

સાથેના વિગ્રહ વખતે રાજાઓએ પ્રજાનો સહકાર મેળવવાના ગુપ્ત સંકલ્પથી 'તમામ પ્રજાઓની સ્વાતંત્ર્ય-સ્થાપના'ની જે ઘોષણા કરેલી, તેને કશું સ્થાન વીયેના-પરિષદ્‌માં ન જ અપાયું, એટલે લોકસત્તાની અસ્વસ્થતા ચાલુ જ રહી.

## લોકસત્તાનું સ્વાતંત્ર્ય

એટલે લોકસમૂહ બીજે માર્ગે વળ્યો. એવી એક પણ પ્રજા-નાની વા મોટી-યુરોપમાં નહોતી કે જેણે પોતાના સંતાપોનો અવાજ ન સંભળાવ્યો હોય. એ ૧૯મી શતાબ્દીના અખંડ યુદ્ધમાં પ્રજાપક્ષના ધ્વજ ઉપર "Emancipation of middle classess : મધ્યમ લોકવર્ગનાં દુ:ખમોચન" આ શબ્દો અંકિત હતા. ૧૮મી સદીના અધકચરા અને મોઘમ આદર્શ 'સમાન સત્તાધિકાર'નું સ્થાન એ કાળે શાણપણપૂર્વકની પુનર્ઘટના કરવાના સંયમશીલ વ્યવહારુ વિચારોએ લીધું. તોડી પાડવું નહિ, પણ નવેસરથી ચણવું: એવું ચણવું કે જેમાં સહુનું ન્યાયપૂર્વકનું સ્થાન રહે, એ વાયરા વાયા હતા: એ મનોદશાને દુનિયાએ. 'chastened temper of liberalism' તરીકે ઓળખી અને ૧૯મી શતાબ્દીએ પોતાના ઉષ:કાલે જ ક્ષિતિજ ઉપર 'Brotherhood of man' નો ઉદય નિહાળ્યો. " Rather a constitutional hell than an absolute Paradise" એ યુરોપી પ્રજાઓનો જીવનમંત્ર બન્યો.

## આસ્ટ્રીયાની દમન-નીતિ

રાજાઓની દ્વિગુણિત દમન નીતિ: અને પ્રજાવર્ગની લોક-શાસનને પંથે સમતોલ પ્રયાણ નીતિ: એ બન્નેનાં બીજ આસ્ટ્રીયામાં પણ રોપાઇ ગયાં હતાં. આસ્ટ્રીયન શહેનશાહો મૂળે તો અઢારમી સદીની અધવચ્ચેથી જ આખા યુરોપની રાજનીતિ ઉપર દાદાગીરી કરતા આવતા હતા, તેમાં પણ નેપોલીઅનના વિગ્રહોમાંથી તો એ મહારાજ્ય વધુ જોરાવર બની બહાર નીકળ્યું, વીયેનાના કોલકરારમાં એણે માગ્યું તેટલું મળ્યું, અને વોટર્લુના રણમેદાન પર જાણે પ્રજાસત્તાને પણ સદુ દફનાવી આવ્યા હોય એવી ભ્રમણાએ ચડેલો આસ્ટ્રીયન રાજા તો પોતાના જેવા જ લોકશત્રુ પ્રધાન મેટરનીકની મદદથી પ્રજાને પીસવાનું આદરી બેઠો.

મેટરનીકે આસ્ટ્રીઆ-હંગેરીમાં લોક-સ્વાતંત્ર્યનાં તત્ત્વો વીણી વીણીને ઉખાડી નાખ્યાં. ચાલીસ વર્ષો સુધી ત્રણ કરોડ યુરોપી પ્રજાજનો ઉપર સતત દમનનીતિ ચલાવી શકનાર એ અજોડ જાલીમ મેટરનીકને એટલી પણ ગમ ન રહી કે આલ્પ્સ અને કારપેનીયનની ચાહે તેવી દુર્ભેદ્ય શિખર-માલાઓ ઓળંગીને, વાયુવાટે પણ લોકજાગૃતિ પેસી શકે છે. એણે જોયું

તેમ પ્રજા સળગવા લાગી. અશાંતિ અને ઉગ્રતાથી વાતાવરણ ગરમ થવા લાગ્યું. ખેડુતો ને મજૂરો પણ જૂની પ્રણાલીથી થાકી નવી દુનિયા માટે આતૂર બન્યા. અને ૧૯૪૮માં તો આસ્ટ્રીયા તથા હંગેરીનાં નાનાં નાનાં પેટા-રાજ્યોમાં પણ અરાજકતાનું વાવાઝોડું ચડ્યું.

એકદમ તો આસ્ટ્રીયન રાજસત્તા ન ગભરાઇ. કેમકે પેટા-રાજ્યોમાં દુઃખ સમાન હોવા છતાં તેઓનું ઐક્ય સંપૂર્ણ નહોતું. થોડાં વર્ષો તો રાજા જોસેફની ભેદનીતિ ને લશ્કરી સત્તા ફાવી. હંગેરીને જેર કરી દીધું. પણ પછી એણે દલિત પ્રજાઓમાં સંપ પેસતો દીઠો. એ પોતે પણ પ્રુશીયા, રૂશીયા, ફ્રાન્સ વગેરે સાથે અફળાયો. લાચાર થઇ હંગેરીને સંપૂર્ણ સ્વાધીનતા આપવી પડી. એજ સ્વાધીનતાના સંગ્રામનું બયાન આપવાનો યત્ન આ નાના પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

## સંસ્કારની જાગૃતિ

પરંતુ એક સર્વોપરિ મહત્ત્વનું તત્ત્વ રખેને ભૂલાઇ જાય. હંગેરીનો સંગ્રામ આપણને પ્રથમ પહેલી કઇ વાત ઠસાવે છે? એ કે રાજદ્વારી યુદ્ધની ખરી સફળતા દેશની અસલી સંસ્કૃતિના આત્માને પ્રથમ જાગૃત કર્યા પછી જ મળી શકે છે. પ્રથમ આપણી સ્વદેશી ભાષાનો પુનરુદ્ધાર : સાહિત્ય કલાનો ઉદય : પછી જ રાજપ્રકરણ. આયરલાંડની સદીઓ સુધીની વ્યર્થ લડતની સાચી ચાવી ગેલીક ભાષા સાહિત્યની ગૌરવ-પ્રતિષ્ઠામાંથી જ જડી ગઇ. આયરીશ તારણહાર ગ્રીફીથે 'ગેલીક લીગ' વાટે પ્રથમ જીવનમંત્ર એ જૂના સાહિત્યનો, જૂની માતૃ-ભાષાનો છાંટ્યો ને એ દ્વારા પ્રજાની માનસિક ગુલામી તૂટી પડી. એજ પ્રમાણે હંગેરીયન પ્રજાની બેડીઓ ઉપર પહેલો ઘા ઝેકેની વીરના મુખમાંથી મગીયર ભાષાના ટંકાર રૂપે પડ્યો, ને કોણ જાણે શાથી એ સ્વદેશી વાણી નવીન ચેતનાની જન્મદાત્રી બની ગઇ. પોતાની ભાષા, ને પોતાનું સાહિત્ય : પરદેશના એઠવાડવાળું નહિ પણ શુદ્ધ સ્વદેશી જુનવટની છાપવાળું સાહિત્ય : લોક પ્રાણને પહોંચી સોંસરૂં ચાલ્યું જાય તેવું શબ્દ-બાણ સમ સાહિત્ય : સહુ કોઇ સ્વાધીનતા માટે તલસતા દેશની એ પહેલી જરૂરીઆત છે.

## મહાયુદ્ધ પછીનું હુંગેરી

બન્ને દેશો વચ્ચે નવા ધોરણ પર જોડાણ ચાલુ રહ્યું. પણ એ જોડાણનું બંધારણ ભૂલ ભરેલું હતું. એ ચાલી શકે જ નહિ, આસ્ટ્રો-હંગેરીની પરદેશી રાજનીતિએ ઇ. સ. ૧૯૧૪માં સર્વીઆને યુદ્ધનું કહેણ આપવાની મોટી ભૂલ કરી નાખી. એમાંથી મહાવિગ્રહ સળગ્યો. હંગેરી પ્રથમ પ્રથમ તો આ મહાયુદ્ધમાં આસ્ટ્રીયાની સાથે શામિલ જ રહ્યું, પરંતુ એ સહચાર અંતરનો નહોતો. હંગેરીએ

મહારાજ્યનાં સર્વીઆ, ઝેકોસ્લાવીઆ, પોલાંડ ને બોહીમીઆ જેવાં રાજ્યોને છૂટાં પડતાં દેખી અને મહાયુદ્ધમાં પરાજય પામવાનાં જ ચિન્હો નિહાળી મુક્ત થવાનો નિરધાર કર્યો. ઇ. સ. ૧૯૧૮ : ૧૧ : તા. ૧૬ના રોજ લોકોએ પ્રજાસત્તાક જાહેર કર્યું. કાઉન્ટ કેરોલી એનો કામચલાઉ અધ્યક્ષ બન્યો. અમીર-સભા તથા આમ સભા બન્નેને રદ કરી તેને બદલે એક જ પ્રજાસભા સ્થપાઇ. એ પ્રજાસભાએ મતાધિકારને સાર્વજનિક બનાવવા, ગુપ્ત મતદાનની વિધિ દાખલ કરવા, વર્તમાનપત્રોની સ્વતંત્રતા બક્ષવા, ન્યાય કારોબારમાં જ્યુરીની પ્રથા સ્થાપવા, અને જમીન ખેડૂતોને વ્હેંચી આપવાનું વચન દીધું.

પણ કેરોલીનો કારોબાર પાંચ જ માસ ટક્યો. બોલ્શેવીક પ્રધાનમંડળ સ્થપાયું. એણે સરમુખ્ત્યારીનો યુગ જાહેર કર્યો. રૂશીયાના સોવીએટ સરકારને સહકારનું કહેણ મોકલ્યું, અને આખા દેશને સમાજવાદનું શાસન સ્થાપવામાં સહાય દેવા નિમંત્રણ દીધું. એલેગ્ઝાંડર ગારબાઇ અધ્યક્ષ નીમાયો, અને એની સરકારે તુર્ત જ ઇલ્કાબો રદ કરવાનું, ધર્મ-સંસ્થાને રાજસંસ્થાથી જૂદું પાડવાનું, તેમજ અમુક ફરજીઆત કરો કાઢી નાખવાનું કામ ઉપાડયું.

તેને વિદારીને રાષ્ટ્રીય રાજતંત્ર ફરી સ્થાપવામાં આવ્યું. અને છેવટે ત્યાં રીજન્ટ હોરથી નામના હાકેમની નીચે રીજન્સીનું અસલી રાજશાસન શરૂ થયું.

એમાંના એકેએક રાજતંત્ર વિષે કાળી ને ઉજળી બાજુઓ વર્ણવામાં આવી છે ને વર્ણવાય છે. હંગેરી અત્યારે અનેક નવા કરવેરા, મોટું કરજ, ખામીભરેલી મતદારીની પ્રથા, ખેડૂતોની ગરીબી, અમીરોની વિલાસિતા, ઇત્યાદિ આરોપોને હવાલે થઇ રહ્યું છે. સત્યાસત્ય બરાબર કળી શકાતું નથી.

બેશક, નાનાં રાજ્યોએ પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યાથી ટ્રીએનના કોલકરાર અનુસાર, હંગેરી પ્રથમ હતું તે કરતાં ટુંકું જ રહ્યું છે, ને એની વસ્તી પણ બે ક્રોડમાંથી ૭૦ લાખની જ રહી છે. એની આસપાસ નાનાં રાજ્યોની કુંડાળી બંધાઇ ગઇ છે. આ નાનાં સંસ્થાનો ફ્રાંસની મદદથી મોટાં સૈન્યો નભાવી હમેશાં હંગેરીની સામે તલવાર ખખડાવ્યા જ કરે છે. આ હંગેરીની વર્તમાન દશા કહેવાય છે. બૂડા નગરના આલેશાન રાજ-મહેલો કેમ જાણે કોઇ રાજાની રાહ જોતા હોય, તેમ સૂનકાર બનીને ઉભા છે. એ રાજમહેલની એક જ ઓરડીમાંથી રીજન્ટના રહેઠાણનો દીવો બળે છે. શા માટે આ રીજન્ટ? કયા બાલરાજાની વતી વહીવટ કરે છે આ રીજન્ટ? કોઇ નથી જાણતું.



# એશિયાઇ વિજેતાઓ



પૃથ્વીના નકશા ઉપર નજર ફેરવો : યુરોપ ખંડને એશિયાઇ દરવાજે, આલ્પ્સ અને કાકેસસ પહાડોની કરાડો વચ્ચે વીંટળાયેલો હુંગેરી નામનો એક પુરાણો નાનો દેશ આવેલો છે. હેલે ચડીને લહરો લેતા સમુદ્ર જેવી એ શિખરમાલામાંથી વરસાદનાં પાણી રસાળ માટી ઘસડી આણે છે. અને એ રીતે નીચે ઉતરી આવીને મેદાનોમાં ઠેરતા એ કાળા કાંપને લીધે ધરતી કસદાર બની રહી છે.

એ ધરતી પર આજે એક ગરીબ છતાં ગર્વિષ્ઠ અને મોટે ભાગે ગ્રામ્ય છતાં બુદ્ધિશાળી પ્રજા વસે છે. એના નસોમાં એક હજાર વર્ષોથી શૌર્ય અને સ્વાતંત્ર્યનાં બિન્દુઓ સીંચાતાં આવે છે. એનાં મકાનોની દિવાલો ઉપર

Nem Nem Soha !<br>
Never Never Submit !<br>
નમશો ના ! કદાપિ નમશો ના !

એવા મુદ્રાલેખો લખાય છે. અને એનાં મોટાં નગરોની ટ્રામગાડીઓમાં

"I believe in one God, one fatherland, in one divine Coming, in the resurrection of Hungary : હું એક જ ઇશ્વરને, એક જ પિતૃદેશને, એક જ ઇશ્વરી આગમનને, અને હુંગેરી દેશના ઉદ્ધારને માનું છું!"

એવાં સૂત્રો લટકાવવામાં આવે છે.

એક દિવસ એ પ્રજાને પણ પરાધીન બનવું પડ્યું હતું. પરદેશી પરાધીનતા સામે એ દેશને લગભગ એક શતાબ્દીનો રણસંગ્રામ ખેલવો પડેલો. અને અજાયબી તો એ છે કે કે આ રણસંગ્રામ શસ્ત્રોનો પણ નહોતો, તેમ શબ્દોનો પણ નહોતો. પારકી સત્તાના સર્વોપરિપણાની મુંગી અને મક્કમ અવગણના, એ એક જ એની સાંગોપાંગ યુદ્ધરચના હતી. સ્વાધીનતાની લડતની જેટલી તવારીખો જગતભરમાં લખાએલી છે, તેમાં હુંગેરીએ તદ્દન નિરાળા જ અક્ષરો નોંધાવ્યા છે.

હુંગેરીનો નોંધ કરવા લાયક ઇતિહાસ ઇસુની આઠમી સદીથી જ આરંભાય છે. ઇ. સ. ૮૯૩માં એક વિલક્ષણ અને નાની શી પ્રજા પાંચેક લાખની સંખ્યામાં યુરોપની ઉગમણી દિશાએ દાખલ થઇ. કદાવર ઘોડા પર ચડેલા, આબાદ તીરંદાજ અને વાંકડી ગુચ્છાદાર મૂછોવાળા એ યોદ્ધાઓ ખુલ્લી તરવારે કારપેથીઅનની ટેકરીઓ વચ્ચે વીંટળાયલાં હરીયાળાં ગામડાં પર તૂટી પડ્યાં. ત્યાં વસનારી ઇંડો-જર્મન પ્રજાને તેઓએ કબ્જે કરી અને એ રસાળ ધરતી પર પોતાનો વિજય-વાવટો ફરકાવી દીધો.

આ વિજેતાઓ એશિયાવાસી હતા. મંગોલીઅન અને તાતર જાતિના વંશજો હતા. એનું નામ મગીઅર જાતિ હતું.

ખ્રીસ્તી પ્રજાઓ આ વિધર્મી લોકોને પોતાની સરહદમાં દાખલ થયેલી દેખીને અત્યંત ભયમાં પડી ગઇ અને તેઓએ આ ધર્મશત્રુઓને યુરોપના ઉગમણા દરવાજામાંથી પાછા હાંકી મૂકવા માટે સૈન્યો દોડાવ્યાં, પણ ન ફાવી શકાયું. ધીરે ધીરે આ મગીઅર જાતિના ઘોડેસવાર લડવૈયાઓએ છ હજાર ચોરસ મૈલનાં એક વિશાળ રાજ્યને હસ્તગત કરી લીધું. અને પોતાનાથી દસ ગણી મોટી સંખ્યામાં વિસ્તરેલી સ્થાનિક યુરોપી પ્રજાને આણુમાં લીધો.

પરંતુ એ તલવારના વિજય કરતાં વધુ વિસ્મયકારી વિજય તો તેઓની ભાવનાએ સાધી લીધો: તેઓએ જે રાજ-શાસન દાખલ કર્યું તે લડાયક સરમુખ્ત્યારી—military dictatorship નું નહિ, પણ સમાન હકકોનું સ્વતંત્ર શાસન હતું. નવા સામ્રાજ્યનો ઉંબર પણ વટાવ્યા પહેલાં તેઓએ “all for one and one for all : સર્વને માટે આ શાસન અને આ શાસન પણ સર્વને માટે” એ સિદ્ધાંતના પાયા ઉપર રાજબંધારણ રચી કાઢ્યું. તમામ સત્તા અને હક્ક એકલા પ્રજાનાં જ ઠર્યાં, ને રાજા તો માત્ર એ પ્રજા પૈકીનો અગ્રપદ ધરાવનાર પ્રજાજન જ લેખાયો. જીતાયલી સ્થાનિક પ્રજાને પણ જાતિ અથવા અગ્રહક્કના કશા ભેદ પાડયા વગર એ શાસનમાં સરખો:જ અધિકાર સોંપવામાં આવ્યો. [એટલે જ એ દેશ પોતાના એ બંધારણને સતત છસો ને ચોત્રાસ વર્ષ સુધી પ્રાણપ્રિય ગણીને અખંડિતપણે સાચવી શકયો હતો, ને જે વેળા એ બંધારણ પર આસ્ટ્રીયાએ આક્રમણ કર્યું ત્યારે મક્કમપણે લડી શકયો હતો.]

ઘણાં વર્ષો સુધી સમસ્ત ખ્રીસ્તાનુયાયી દુનિયાને આ આ પરધર્મીઓના પગપેસારાથી સુખે સૂવાનું બંધ પડ્યું. પરંતુ અંતે એક દિવસ ઓચીંતો એક ચમત્કાર બન્યો. સ્ટીફન નામનો એક રાજા પેદા થયો. એ દેવરાજા સ્ટીફને બળજોરીથી નહિ પણ પોતાની પ્રતાપભરી ધર્મશીલતાથી

આ અજેય મગીઆર વીરોને ખ્રીસ્તી પંથમાં મિલાવી દીધા. તે પછીથી આ હંગેરી દેશ ખ્રીસ્તાનુયાયી દુનિયાનું ભય-સ્થાન મટી જઇ, ઉલ્ટું એશીયાઇ દરવાજાનો ચોકીદાર બની બહારથી ધસી આવતાં આક્રમણોની સામે પોતાની તલવારને જોરે ખ્રીસ્તી દુનિયાનું રક્ષણ કરવા લાગી પડ્યો. હુન્યદી નામના મગીઅર રાજાએ પોતાના બુદ્ધિબળ અને ભૂજ-બળ વડે તૂર્કોને યુરોપની સીમમાંથી બહાર કાઢ્યા અને હંગેરીને ગૌરવના શિખર પર ચડાવી દીધું.

પણ હુન્યદી રાજાના ઉજ્જવલ દિવસો આથમ્યા અને અંધેરી રાત પડી. પોતાને શત્રુઓ સામે સદાય સુરક્ષિત સમજીને હંગેરીના પ્રજાજનો–ઉમરાવો, ખેડુતો અને આમ વર્ગો આપસ આપસમાં કંકાસે ચડયા. તેઓનો કુસંપ અવ-ધિએ પહોંચ્યો. એ તકનો લાભ લઇને જૂનો દુશ્મન તૂર્ક તેઓના ઉપર તૂટી પડ્યો. પ્રજામાં ન તો કોઇ સુજાણ રાજા હતો, ન કોઇ શાણો પ્રજાજન હતો. એટલે પ્રજા પરાસ્ત બની અને કંઇક સૈકાઓના ઇતિહાસમાં હંગેરીનો ધ્વજ પહેલી જ વાર ધૂળમાં રોળાયો.

તે પછીની બે સદીઓ સુધીની હંગેરીની તવારીખ એટલે હીચુપ અને દુઃખ: પરંતુ આખરે વીએના નગરીના ગઢની નજીક યુરોપીય તૂર્ક સત્તા ફ્રેંચ અને પોલાંડી લોકોને હાથે તૂટી પડી, અને હંગેરી તથા તેનું પાડોશી આસ્ટ્રીયા, બન્નેએ મળીને તૂર્કોને જેર કરી દીધા. હંગેરી મૂક્ત બન્યું: મૂક્ત, પણ છિન્નભિન્ન.

## સંયુક્ત સહરાજ્ય : ૧૭૨૩

આસ્ટ્રીયાએ હંગેરીને કહેણ મોકલાવ્યું કે " આવો ! આપણે બન્ને એકત્ર બનીને આપણું સામર્થ્ય વધારીએ. " હંગેરી કબૂલ થયું. બન્ને પ્રજાઓએ, બે તદ્દન જૂદી સ્વતંત્ર પ્રજા તરીકે સમાનતાના સિદ્ધાંત પર એક જ રાજકુલના રાજત્વ નીચે હસ્ત–મિલાપ ઉજવ્યો. જે આસ્ટ્રીયાનો રાજા,

તેજ હુંગેરીનો રાજા થયોઃ પરંતુ હુંગેરીનું રાજતંત્ર નિરાળુંઃ ધારાસભા નિરાળીઃ આંતર્વહીવટ પોતાના જ અલાયદા પ્રતિનિધિઓની બહુમતી અનુસારઃ રાજાને પણ હુંગેરીના પાટનગર પેસ્થમાં આવી, જૂના દેવરાજા સ્ટીફને પહેર્યો હતો તેજ લોઢાનો તાજ શિર પર ધારણ કરી હુંગેરીયન પ્રજાને હાથે રાજ્યાભિષેક કરાવવો પડેઃ રાજા એટલે પ્રજાના ઠરાવોનો અમલ કરનાર અધિકારી-એથી વિશેષ કંઇજ નહિઃ હુંગેરીને શસ્ત્રો સજવાનો અબાધિત અધિકારઃ એવા એવા ચોકખા કરારો પર સહીઓ થઇ.

નવા સંબંધની શરૂઆત થઇ તે સમે સંયુક્ત રાજસિંહાસન પર મહારાણી મેરાયા ટેરેસા હતાં. [illegible] એ મહિષી આસ્ટ્રીયન તખ્તની માલિકા હોવાથી એનો પક્ષપાત આસ્ટ્રીયા તરફ જ ઢળતો રહ્યો. હુંગેરીયનો બલવાન બને તો આસ્ટ્રીયાને જોખમ લાગે એવા વહેમથી ઠોરાઇને મેરાયા રાણી હુંગેરીને દબાણમાં જ રાખવા લાગી. હુંગેરીના શિર ઉપર ખર્ચનો અને લશ્કરનાં માણસોની સંખ્યાનો ફાળો વધવા લાગ્યો. અને ભોળા હુંગેરીયનો એ અન્યાયના ઘુંટડા ગળતા જ ગયા.

આખરે એકવાર મહારાણી મેરાયાના મસ્તક પર વિપત્તિનાં વાદળ ઘેરાયાં. નેપોલીઅનની ચડાઇના પડઘા વીએનાની દિવાલ પર પડવા લાગ્યા. તે વખતે વીર મગીયરોની સહાય વિના મેરાયાનો મુગટ સલામત નહિ રહે એવું સ્પષ્ટ દેખાઇ આવ્યું.

મસ્તક પર દેવરાજા સ્ટીફનનો લોહ-મુગટ ધારણ કરી, સાદાં શ્વેત વસ્ત્રો પહેરી, અને હાથમાં પોતાના ધાવણા યુવરાજને તેડી મહારાણી મેરાયા હુંગેરીયન પાર્લામેન્ટની સન્મુખ હાજર થયાં. અને એ શરણાગતોના દયાજનક દૃશ્યે મગીયર પ્રજાનાં મન પીગાળી નાખ્યાં. પછી તેઓએ મેરાયાના મુખમાંથી લાચારી, આજીજી અને પ્રેમથી છલકતું ઉદ્બોધન સાંભળ્યું.

સાંભળતાં જ આખી મેદની ખડી થઇ ગઇ, દરેકે પોતાની કમરે હાથ નાખી તલવારો ખેંચી, અને મહારાણીના સામ્રાજ્યને માટે પ્રાણ અર્પણ કરવાના શપથ લીધા.

નેપોલીઅનના સર્વભક્ષી પંજામાંથી આસ્ટ્રીયા ઉગરી ગયું : એ પ્રતાપ વફાદાર હંગેરીયનોના જ ભુજબલનો હતો. પરંતુ એ રાજભક્તિ જ હંગેરીના નિકંદનનું કારણ થઇ પડી. વશીકરણ વિદ્યામાં પ્રવીણ બનેલી એ મહારાણીએ હંગેરીયનોને "મારા પ્રેમશૂરા હંગેરીયનો" એ સંબોધને બોલાવી પોતાની ખુબસૂરત આંખોનાં મંત્રેલાં અશ્રુજળ છાંટવાનું આરંભી દીધું. એ મહિષીના મોહપાશમાં બંધાઇને હંગેરીના અમીર-ઉમરાવો આસ્ટ્રીયાની રાજધાની વીએના નગરીમાં જ પોતાનો જાથુનો વસવાટ કરવા લાગ્યા. પોતાના તાલુકાઓની વાર્ષિક કમાણી તેઓ વીએનાના મહેલો ઉપર વેરતા થયા. આસ્ટ્રીયન ઢબછબના વેશ પોશાક, આસ્ટ્રીયન રાજદરબારના જ આચાર વિચાર, આસ્ટ્રીયન રાજકુટુંબની સાથે ખાણા પીણાના જલસા, અને આસ્ટ્રીયન ભાષામાં જ બધો જીવન વ્યવહારઃ એ બધું તેઓના જીવનની નસેનસમાં વિષ રૂપે વ્યાપી ગયું. વીએના નગરી જ એમની માતૃભૂમિ બની. વતનની પ્રજા સાથે તેઓનો સંબંધ તૂટવા લાગ્યો. હંગેરીના આચાર વિચાર ને આહાર વિહાર તેઓને જંગલી જણાયા. મહારાણી મેરાયાના હોઠ પર ફરકતું સ્મિત તેઓને મુક્તિદ્વાર જેવું દેખાયું. દેશનું દ્રવ્ય, ડહાપણ, આત્મ-સન્માન અને અભિમાન-એ તમામ હંગેરીમાંથી ઘસડાઇને વીએનાની રાજકચેરીમાં કેવલ ખુશામદ અને વિલાસના રૂપમાં જ ફેરવાઇ ગયું.

આટલી અધોગતિ કરીને મહારાણી મેરાયા પરલોકમાં ગઇ, એટલે એના અનુગામી રાજા જોસેફે તો ઉઘાડી રીતે જ હંગેરીનું પ્રજાત્વ વિદારવાની ઉગ્ર નીતિ શરૂ કીધી. હંગેરીના મૂળ હકકોની એણે અવગણના કરી.

સ્ટીફન રાજાનો લોહ મુકૂટ પહેરવાની એણે ના પાડી, અને હુંગેરીની રાષ્ટ્ર ભાષા પર પણ દમન ચલાવવાની યુક્તિઓ રચી.

એની પછી એક રાજા આવ્યો. એણે વળી હુંગેરીના રાજબંધારણનો ઉપર ઉપરથી પણ આદર કર્યો. પરંતુ એની પછી આવનાર રાજા લીઓપોલ્ડે તો પોતાના પિતામહની જ રાજનીતિ અખ્તીઆર કરી ખુલ્લે ખુલ્લું હુંગેરીનું સ્વતંત્ર રાજબંધારણ ઉલાળી મૂકયું પોતાની મનપસંદ રીતે જ એ વહીવટ કરવા લાગ્યો. પરંતુ એની અક્કડ રાજનીતિએ હુંગેરીના ઘવાયેલા પ્રજાપ્રાણને જગાડવાનું ભલું પરિણામ આણ્યું. પાંચ વર્ષ સુધી પ્રજાએ ચીસ પાડી કે “ હુંગેરી હજુ હુંગેરી જ રહ્યું છે : એ આસ્ટ્રીયાનો પ્રાંત બનવાની ચોકખી ના પાડે છે : રાજાએ હુંગેરીના રાજા તરીકે આવી, હુંગેરીના અસલી રાજબંધારણ દ્વારા જ રાજ ચલાવવાનું છે : તે સિવાયની તમામ યદ્વા તદ્વા વાતો અમને નામંજૂર જ સમજવી. ”

લોકોએ પોતાના આગેવાનોનો આ અવાજ સાંભળતાં જ ડોકું ધૂણાવીને ઉચ્ચાર્યું “ ના રે ભાઈ! હવે હુંગેરી કેવું ! ને વાત શી ! હુંગેરી તો એક દિવસ હતું ! ”

એટલું બોલીને લોકો ચાલ્યા જાય છે : ચાલીને વળી થોડી વારે કંઇક વિચારમાં પડી થંભે છે : માથું ઊંચું કરીને ફરીવાર બોલે છે કે “ ના ! ના ! હુંગેરી હજુ નથી મરી ગયું ! ”

નથી મરી ગયું ! એ નાદ આખા દેશમાં પથરાય છે. સહુ યે હુંકાર કરે છે. એટલે આસ્ટ્રીયાનો સમ્રાટ આ નાદાન હુંગેરીયનોને ડહાપણ ભણાવવા માટે દેશ ઉપર લશ્કરી નોકરીનો ફરજીઆત હુકમ કાઢી હુંગેરીમાં ખડી ફોજ રાખવાનો આદેશ મોકલે છે.

હુંગેરીએ જવાબ દીધો, 'આસ્ટ્રીયાના રાજાને ઓળખે છે જ કોણ? રાજા હુંગેરીમાં આવી, હુંગેરીયન ધારાસભાને બોલાવી પોતાને જે યોજના દાખલ કરવી હોય તેની પ્રથમ મંજૂરી મેળવે, પછી જ આવી આજ્ઞા છોડે!"

અગીઆર વર્ષ સુધી આ તકરાર ચાલી. આખરે રાજા ફ્રાન્ઝના હાથ હેઠા પડ્યા. અને ઇ. સ. ૧૮૬૫માં, હુંગેરીના વહીવટની વાતો નક્કી કરવા માટે એણે હુંગેરીઅન 'ડાઈએટ' (પાર્લમેન્ટ)ને બોલાવી.





# માતૃભાષાનો ટંકારવ



ઈ. સ. ૧૮૨૫ ની એ [illegible] બેઠકમાં એક રોમાંચકારી ઘટના બની ગઈ. [illegible]ીયન પ્રજાનું ભાવી એ બેઠકની સન્મુખ ત્રા[illegible]ે [illegible]ું છે. આસ્ટ્રીયાનો લડાયક સત્તાદોર હુંગેરીના દ્વારમાં જ આવીને ઉભો છે. અને વીએના નગરીના દરબારી ભોગ-વૈભવને વશ થયેલો ઉમરાવ સમુદાય પોતાના દેશનું કિસ્મત આસ્ટ્રીયન પાદશાહના હાથમાં સુપ્રત કરવા તૈયાર જ છે. રાજભાષા તો આસ્ટ્રીયાની ભાષા જ હોવાથી સહુ ઉમરાવોએ એક પછી એક એ પરભાષામાં જ ભાષણો કર્યાં.

આખરે એક ચોત્રીસ વર્ષનો જુવાન ઉમરાવ પોતાના આસન પરથી ઉભો થયો. અને એણે પોતાનું

ભાષણ પહેલેથી છેલ્લે સુધી સ્વદેશી ભાષામાં જ ચલાવ્યું. અગાઉ આવી હિમ્મત કોઇ બીજાએ બતાવી નહોતી. આખા ઉમરાવ વર્ગની અંદર આ જુવાનની ધૃષ્ટતા પ્રત્યે ગુસ્સો ફાટી નીકળ્યો. ધારાસભાની સભ્યતાના નિયમનો એક મોટો ભંગ થયો માનીને વીયેનાપ્રેમી વૃદ્ધ ઉમરાવો આ ઉદ્ધત જુવાનને સમજાવવા નીકળ્યા. અરે ભલા આદમી ! હુંગેરીની જબાન તો જંગલી લોકોના અને નોકર ચાકરોના મ્હોંમાં જ શોભે. સારો માણસ એ ભાષામાં બોલી જ કેમ શકે ? આવું જંગલી વર્તન ઉમરાવોની ગૌરવવંત સભામાં થયેલું સાંભળીને સભ્ય યુરોપ આપણા વર્ગ માટે શો મત બાંધશે ? વીએનામાં આપણે માટે કેવી વાતો થશે ? તારી કારકીર્દીના આરંભમાં જ તું આસ્ટ્રીયન સરકારની આંખે ચડી જશે ! સાવધાન રહેજે !

યુવાન અમીર આ શાણા વડીલોની શીખામણ શાંતિભર્યા મૌન સાથે સાંભળી રહ્યો–અગાધ મૌન ધારણ કરી શકે ને હજારો વાતોને ચુપકીદીથી પી જાય એવો એ પુરૂષ હતો- અને એણે પોતાના સલાહકારોનો આભાર માન્યો.

વૃદ્ધ સલાહકારો પ્રસન્ન થઇને પાછા ગયા : રસ્તે વાતો કરતા ગયા કે બિચારો હજુ બચ્ચું છે : આપણે પણ જુવાનીમાં એવા જ હતા ને ! માટે હવે એ પ્રસંગને ચોળીને ચીકણો નથી કરવો !

બીજે જ દિવસે ઉમરાવોનો દિવાન-એ-ખાસ ભરાયો. અને ગઇ કાલનો એ ઉદ્ધત યુવાન ઝેકેની ઉભો થયો. આગલા દિવસના એ પસ્તાતા અપરાધીને આજે સભાક્ષોભ ન આવી જાય, અને પોતાના અપરાધની માફી માગવા જતાં એ મુંઝાઇ ન પડે, તે માટે વૃદ્ધ ઉમરાવોએ તાળીઓ પાડીને યુવકને પ્રોત્સાહન દીધું.

પલવાર તો એ જુવાન સભાગૃહની વચ્ચોવચ્ચ શાંતિ ધરી ઉભો રહ્યો. પછી એની તીક્ષ્ણ દૃષ્ટિ એના સલાહકારો-

માંના અગ્રેસર વૃદ્ધ ઉપર સ્થિર થઇ. એના લાલ હોઠ ખુલ્લા થયા : અને એ હોઠ વચ્ચેથી સુંદર મીઠા હુંગેરીયન શબ્દોનો ધીરો નાદ વહેવા લાગ્યો. ઠગાયેલા ઉમરાવો તો દિગ્મૂઢ બનીને આંખો ફાડી પોતપોતાનાં આસન ઉપર અબોલ પૂતળાંની માફક સ્તબ્ધ જ બની ગયા, અને બીજી બાજુ આ યુવાનનો હુંગેરીયન શબ્દ-પ્રવાહ ઉંચે ચડયો; રણુકારા દેવા લાગ્યો; ઉર્મિઓના તરંગો વડે ઉછાળા મારતો; વેદના, વિજયગર્વ અને ઉલ્લાસના ઉત્તરોત્તર સ્વરો વડે સભામંદિરના ઘુમ્મટોમાં પડઘા જગાવતો; સ્વદેશની હીણાયેલી વાણી વાટે હુંગેરીનાં દુઃખો ગાતો ને હુંગેરીના પુનરૂદ્ધારની પયગમ્બરી આગાહી કરતો એ સિંહનાદ ગુંજવા લાગ્યો. અંતે અવાજ શમી ગયો, વૃદ્ધ ઉમરાવો હેરત પામીને પ્રેતની માફક બેઠા જ રહ્યા, પરંતુ જુવાન અમીરોનાં જખમી બનેલાં, દ્રવી પડેલાં હૃદયો ભેદીને "ધન્ય ઝેકેની ! ધન્ય ઝેકેની !" એવા બુલંદ જયજયકાર બહાર નીકળ્યા.

ઝેકેનીના આ બેઅદબી આચરણ ઉપર દેશભરના ઉમરાવોની પીટ પડવા લાગી. ઝેકેનીએ કોઇ ભયાનક રાજદ્રોહ કર્યો હોય તેવી સનસની પથરાઇ ગઇ. પણ ધીરગંભીર ઝેકેની અક્ષુબ્ધ જ રહ્યો. એક દિવસ એ આમ-સભાની ચર્ચા સાંભળવા જાય છે. રાષ્ટ્રીય ભાષાના ઉદ્ધારની ચર્ચા ચાલી રહી છે પૉલ નેગી નામનો એક પ્રતિનિધિ ઉભો થઇને સભાસદોને તિરસ્કાર-સ્વરે સંભળાવે છે કે 'આ ચર્ચા ફક્ત લવારી જ છે. તમે જાણો છો કે સરકાર આપણી ભાષાની કટ્ટર શત્રુ છે. ભાષાના ઉદ્ધાર માટે નવા કર નાખવાની મંજૂરી જ એ નથી આપવાની. રાજકર્તાની ભાષા સામે ટક્કર ઝીલવી હોય, રાષ્ટ્રીયતાનાં વિનાશપૂર આડે પાળ બાંધવી હોય, તો એક જ માર્ગ છે : અને તે હુંગેરીયન વિદ્યાપીઠ સ્થાપવાનો. પણ એને માટે દ્રવ્ય ક્યાં ? શીદને નાહક અશક્યતાઓની વાતો કરો છો ?"

બકવાદ કરનારાઓને ચુપ કરી દઈ નેગી બેસી ગયો. અને ઝેકેનીએ ઉભા થઇ એક જ મીનીટની રજા માગી. મિષ્ઠ સ્વદેશી ભાષામાં એ એટલું જ બોલ્યો :

"હું એક અમીર છું. હું મારા તાલુકાની એક વર્ષની કુલ આવક, રાષ્ટ્રીય વિજ્ઞાનપીઠ સ્થાપવા માટે અર્પણ કરૂં છું."

"અને હું એક હજાર ફ્લોરીન આપું છું."

"મારા બે હજાર નોંધજો."

"અને મારા—

"ને મારા—

એમ એક પછી એક પ્રતિનિધિને પાનો ચડ્યો, દોઢ લાખ ફ્લોરીનની રકમ ત્યાં ને ત્યાં ઉભી થઇ. ને અશકયતાના આકાશમાં લટકતી હુંગેરીઅન વિજ્ઞાપીઠ જોતજોતામાં ધરતી પર ઉતરી. [ આજે એ વિજ્ઞાનપીઠ આખા યુરોપમાં વિખ્યાત છે. ને એની સંપત્તિ પચીસ લાખની લેખાય છે. ચાલીસ શબ્દોના ભાષણનું એ પરિણામ છે. ]

ઝેકેની ! ઝેકેની ! ઝેકેની ! એ નામ આખા દેશમાં જાણીતું થઇ ગયું. પ્રજાને લાગ્યું કે પોતાનો તારણહાર અણીની પળે આવી પહોંચ્યો છે. એ એક જ માનવી તે વખતે દેશની જરૂરતને સમજતો હતો. હુંગેરીના એક પ્રાચીન કુળનો એ અમીર હતો. વિપુલ લક્ષ્મીનો સ્વામી હતો. નેપોલીઅનની સામે હથીઆર લઇને લડ્યો હતો. ને યુરોપની સફર કરી આવ્યો હતો. આવીને અન્ય પ્રજાની સાથે પોતાની પ્રજાની સરખામણી કરતાં એનું હૃદય વલોવાયું હતું. એણે પોતાના અમીર બંધુઓને જમીનનાં ભાડાં ઝુંટવતા ને વિલાસમાં ગરક બનતા દીઠા. રૈયત વર્ગને અજ્ઞાન દીઠો. એમાંથી એને સમૃદ્ધિવંત હુંગેરીનું સ્વપ્ન દેખાયું, રાજપ્રકરણમાં એને રસ પડ્યો જ નહિ. એણે તો ત્રણ જ વાત પર ભાર દીધો.

ભાષાને સજીવન કરો !

શિક્ષણને પ્રસરાવો!
ખેતી અને ઉદ્યોગ સુધારો!

આ મનોરથ પાર ઉતારવા એણે દિવસ રાત યોજનાઓ ઘડી. રૈયત અને અમીર વચ્ચે સ્નેહગાંઠ બાંધવાના ઇલાજો શોધ્યા. અને પ્રજાએ પરમ શ્રદ્ધા સાથ એનો પડતો બોલ ઝીલ્યો. ફક્ત અમીરો જ એને ન સમજી શક્યા. તેઓને ઝેકેની કેવળ ચળવળખોર ને વિપ્લવવાદી જ દેખાયો.

### રાજદ્વારી સ્વપ્નો

ઝેકેનીના અથાક દેશાભિમાને હુંગેરીમાં સાચું પ્રજા-જીવન જાગૃત કર્યું. અને થોડાં જ વર્ષોમાં તો એણે દેશના તકદીરને અજબ પલટો આપ્યો. પરંતુ દેશને રાજદ્વારી નેતાની યે જરૂર હતી. એ નેતૃપદ સ્વીકારવા ઝેકેનીને વિનવણી થઈ, પણ એણે ઇન્કાર કર્યો. એટલે બે જુવાનો આ સરદારી લેવા બહાર આવ્યા : એક ડીક નામનો, ત્રીસ વર્ષનો ગામડીયો ગૃહસ્થ : ને બીજો કોસ્યૂથ નામનો, એક ત્રીસ વર્ષનો તરુણ બારીસ્ટર : બન્ને યુવાનોની ચમકતી ચાર આંખો ઇ. સ. ૧૮૩૩ની 'ડાયેટ'ના સભાલયમાં ભેળી થઈ અને રાજપ્રકરણી આંદોલનના સામર્થ્ય પરની બન્નેની શ્રદ્ધા એકત્ર બની. પણ એ બન્નેના સિદ્ધાંતો વચ્ચે સાત સમુદ્રો જેટલું અંતર હતું : કોસ્યૂથ સદંતર ક્રાંતિવાદી, અને સંપૂર્ણ પ્રજાસત્તાકનો પૂજક હતો : ડીકને વિપ્લવ પર કે પ્રજાસત્તાક પર ઇતબાર નહોતો. આસ્ટ્રીઆની મૈત્રી —જો એ મૈત્રી લોઢાની સાંકળની નહિ, પણ સ્વાધીન સમાનતાની હોય તો—તેને કબૂલ હતી. આસ્ટ્રીયન પ્રજા પર એને ધિક્કાર નહોતો. એની દલીલ એક જ અને અવિચલ હતીઃ કે આપણ બન્ને પ્રજાઓની સંયુક્ત સલામતીની સામે પડવાની, અને અમારો એકલાનો જ સ્વાર્થ જાળવવા ખાતર જૂદા પડી જવાની અમારી લગાર પણ મતલબ નથી. પરંતુ એટલા ખાતર કાંઇ હુંગેરીનું હિત કોઇ બીજા

દેશના હિતને ખાતર હોમી દેવા અમે તૈયાર નથી. હુંગેરી સ્વાધીન દેશ છે, અને પોતાના કાયદા ઘડવામાં તેમજ કારોબાર ચલાવવામાં તદ્દન મુખત્યાર છે. એ આપણું જોડાણુ સમયનો કરાર છે. એને કોઇ ન રદ કરી શકે.

ડીકનો સંગ્રામ બે વાતો માટે મંડાયો હતો.

પહેલું : દરેક હુંગેરીયન પ્રજાજનનું ઘર એ તેનો કિલ્લો બની જાય.

બીજું : દરેક ખેડુત પોતે ખેડે છે તે જમીનનો માલીક બની જાય.

કોઇ બોલ્યું "અરે ભાઇ ડીક ! એ તો ખુદ બંધારણુમાં ણુપ મંજૂર નથી."

તિરસ્કારભર્યે અવાજે ડીકે પુકાર્યું : "બંધારણુને મંજૂર નથી ! લાખો મનુષ્યોના હિતની આડે આવનારૂં એ બંધારણુ તે શી ચીજ છે ! પ્રજાબળના વિકાસની વિરૂદ્ધ ઉભા રહેનાર એ બંધારણુની મને શી તમન્ના છે! બંધારણુ ઇન્સાફ અને કાયદાની સામે ન ટકી શકે."

" અરે ડીક ! જમીનની મિલ્કત તો જમીનદાર ઉમરાવોની માલીકીની છે. એ કાંઇ રદ થઇ શકે ? "

ડીક બોલ્યો: " વાહ વા ! ખુદ દેવતાઓ પણુ પોતાની માલીકીનાં જંગલો, ખેતરો, ડુંગરાઓ, ખીણો ને ઝરણુંઓના ઉત્પન્નમાંથી એક નાનકડો જ હિસ્સો માગી શકતા, અને તમે શું એ દેવોથી પણુ મોટા થઇ ગયા છો કે ?"

ડીકનો આ નિર્ભય વર્તાવ, અને એની સચોટ દલીલો 'ડાયેટ'ના ઉપર ઉંડી અસર કરતાં થયાં. અમીરો પણુ એના વિચારને આધીન થયા. બીજી બાજુ પરગણુાંની કારોબારી મંડળીઓ પણુ પ્રજાની જ હોવાથી, આસ્ટ્રીયન સરકારના હુકમોનો અમલ કરવાની સાફ ના પાડી બેઠી. અને ડાયેટે પોતાના કારોબારમાં સત્તાવિસ્તાર કરવાનું ઠરાવ્યું.

આસ્ટ્રીયન સરકારને એ વાત વસમી લાગી. કશા પણ સત્તા–વિસ્તારની આડે એણે પોતાની સમશેર ઉગામી.

રાજપ્રકરણમાં ન સમજનાર ઝેકેનીએ ડીકને કહ્યું "ડીક, પ્રજાએ કાંઈક અંશે તો વીએના ઉપર આધાર રાખવો જ પડશે."

"પ્રજાએ ફક્ત પોતાની જ ઉપર આધાર રાખવો પડશે" એ ડીકનો જવાબ હતો.

"અરે ડીક! પ્રથમ સુલેહ શાંતિ થવા દે. પછી આબાદાની પ્રગટશે."

"પાગલ ન બનો ભાઈ! આપણી આબાદાની થવાના જ ડરથી તો આસ્ટ્રીયન સરકાર આપણી પ્રગતિને અવરોધી રહી છે; એટલું પણ નથી દેખતા?"

ડીકની રાજનીતિનાં સૂત્રો પ્રજામાં મંત્રવત બની પ્રસરવા લાગ્યાં. મગીઅર લોકોએ પોતાના વાજીંત્રોના તાર પર ઝંકાર દીધા અને રણશીંગાં બજાવ્યાં. એ રાષ્ટ્રબોધના ગીતનાદોએ કારપેથીઅનની કરાડોમાં પડઘા બોલાવ્યા. અને ઇ. સ. ૧૮૩૩ની 'ડાયેટ' ખતમ થવા આવી તે સમયે દેશમાં શોર બકોર શરૂ થઈ ગયો. લોકો બૂમો પાડીને પૂછવા લાગ્યા કે "કોણ છે આ આસ્ટ્રીયનો ને આપણા પર રાજ કરવા આવ્યા છે? અને આપણા દુશ્મનોના પાળેલા કૂત્તા બની જનાર આ આપણા અમીરો! એને આપણે શા સારૂ સલામ ભરવી જોઈયે?"

ગાંમડાંનાં આરામખાનાંઓની અંદર બેસીને ચાલાક ગામડીયાઓ મેજ પર હાથ પછાડીને કહે છે કે "અરે વાત શી છે? હંગેરી તો એક મહાન દેશ છે! અને મગીયર લોકો તો એક મહાન પ્રજા છે! ખબરદાર! હવેથી આપણે આ આસ્ટ્રીયન અમલદારોને સલામ જ નથી કરવી!"

"સાચું! સાચું! શા માટે સલામ કરવી એ બદમા-

શોને, કે જે આપણું "બંધારણ" છીનવી ગયા ?" ગામડાંના અગ્રેસરોને ચાનક ચડાવી

"પણ એ 'બંધારણ' વળી શું ચીજ હતી ?" ગામડીયાએ પૂછયું.

"કેમ વળી ? બંધારણ-બંધારણ એટલે-બંધારણ એટલે—"

બસ ! એટલા શબ્દોથી જ જીભ એની અટકી પડતી. એ લોકોને 'બંધારણ'ની કશી ગમ નહોતી. છતાં તેઓની નસોમાં મહત્તાનું અભિમાન ઉછાળા મારતું થઇ ગયું. પ્રજા સમૂહના એ અર્ધસમજ્યા અભિમાની 'હુંકાર' વગર હંગેરી કદિ પણ પોતાના ચોરાયેલા હક્કો પાછા પ્રાપ્ત ન જ કરી શકયું હોત.





# યુદ્ધક્ષેત્રમાં પરાજય



ત્રણુ વર્ષ પછી ઇ. સ. ૧૮૩૬ની ડાયેટ મળી. એમાં દેશભક્તોએ માગણી મૂકી કે લોકોને પ્રથમ પંક્તિની કેળવણી આપવાનાં સાધનો સરકારે ઉભાં કરવાં.

સરકારે જવાબ દીધો: કેળવણીથી તો લોકો અરાજકતા, સામ્યવાદ, ખુનામરકી, અત્યાચાર, લુંટફાટ ને ધર્મહીનતા શીખશે !

સરકારી પ્રત્યુત્તર સામે ડાયેટના સભ્યોએ દિલ ખોલીને બધું બોલી નાખ્યું. આસ્ટ્રીયન સરકારના મેલા સંકલ્પો સ્પષ્ટ ભાષામાં રજૂ થયા. અને એ આખો અહેવાલ લીથોગ્રાફથી છપાવીને વીર કોસ્યૂથે એની પ્રતો ગામડે ગામડે

પાથરી દીધી. એ વાંચી વાંચીને લોકોમાં રોષ ઉભરાવા લાગ્યો. ધીરે ધીરે વરાળ ઉંડાણમાં ઉતરી.

સરકારને એક ચિંતા પેઠીઃ આ કોસ્યૂથને ક્યાંઇક ઠેકાણે પાડવો જોઇયે ! બહુ સતાવે છે.

સરકારે કોસ્યૂથને આ પ્રમાણે નિમંત્રણ મોકલ્યુંઃ તું ગરીબ છે. બચ્ચરવાળ છે. અને તારી બુદ્ધિમાં તેજ છે. માટે જો તું સામ્રાજ્યની અંદર કોઈ સારા પગારની શાંતિભરી સરકારી નોકરી લઇ લે, તો તારી બુદ્ધિનો સદ્વ્યય થશે !

કોસ્યૂથે કહેવરાવ્યુંઃ માફ કરો, આપનો અહેશાન થયો !

એટલે પછી સરકારે ત્રાસ વર્તાવવાનો માર્ગ લીધો. ઝેકેની, કોસ્યૂથ, વેઝેલીની, વગેરે અગ્રેસરોને રાજદ્રોહના ગુન્હાસર પકડી કેંક વર્ષોની કેદ દીધી. જહોન બેલોગ નામના એક લોકપ્રિય પ્રતિનિધિને પણ પરહેજ કરવામાં આવ્યો.

જહોનની ખાલી પડેલી જગ્યાને માટે એક સરકારી પક્ષના ઉમેદવારે, પોતાનાં અધર પર સ્મિતો ફરકાવતાં ફરકાવતાં, અનેક ગુલાબી વચનો આપીને, પોતાના ઉમેદવારી જાહેર કરી. પરગણાંના મતદારોએ તો તેની સામે જહોનનું જ નામ ફરીવાર નોંધાવ્યું.

સરકારે એ પરગણાના સૂબા (લોર્ડ લેફ્ટીનન્ટ)ને સૂચના દીધી કે “ દરેક મતદારને પાંચ પાંચ ફ્લોરીનની અકેકે નોટ એનાયત કરજો અને ચુંટણીને દિવસે એ તમામને સરકારી જામદારખાનામાં બોલાવી એને પસંદ પડે તે ચીજ ઉપાડી લેવા દેજો. ”

ચુંટણીને દિવસે શું બન્યું ? પ્રચંડ બહુમતીથી મતદારોએ જહોનને જ ચુંટી કાઢયો, પછી એને પોતાનાં ખભાં પર બેસાડયો, પેલી પાંચ પાંચ ફ્લોરીનની નોટો પોતાની લાંબી લાકડીઓની અણી પર પરોવી, અને પછી એ રૂશ્વતના ટુકડાઓને હવામાં અદ્ધર ઉછાળતા ઉછાળતા મતદારો પરગણા-

## પત્રકાર :: વીર કોસ્યૂથ :: સેનાપતિ



"વીયેના (આસ્ટ્રીયા) ના પ્રધાન-મંડળ રૂપી કબ્રસ્તાનની અંદરથી કોઈ વિષભરી હવા વાયા કરે છે, અને એ અમારી નસોને ઢીલી પાડી નાખી અમારા આત્માના ગગન-વિહાર અટકાવી મૂકે છે."

સભાના સભાગૃહમાં દાખલ થયા. સૂબા સાહેબને પ્રમુખસ્થાને બેસાડયા અને પછી દરેક મતદારે એક પછી એક ઉભા થઇ, સૂબા સાહેબના રૂશ્વત દેવાના આચરણ ઉપર ધિક્કાર વરસાવ્યા. અકળાયેલ સૂબો સભા છોડીને ચાલવા લાગે છે, પરંતુ મતદારોએ બળજોરીથી એને ખુરસી પર બેસારી દબાવી રાખ્યો અને એણે પોતાના દેશબાંધવો પ્રત્યે ચલાવેલી દગલબાજી ઉપર પૂરા ચાર કલાક સુધી સહુએ ફિટ્કારો સંભળાવ્યા. અંતે સભાના વિસર્જન સમયે પાંચ પાંચ ફ્લોરીનના તમામ નોટો ફાડી ફાડીને એના મ્હોં ઉપર ફેંકવામાં આવી.

બે વર્ષ વીત્યાં. ફરી ડાયેટ મળી. એમાં પહેલો જ ઠરાવ કોસ્યૂથના છૂટકારા માટેનો થયો.

આસ્ટ્રીયાની સરકાર કહે: "આવો, આપણે સમાધાન કરીએ: અમે કોસ્યૂથને છોડીએ–તમે તમારો વિરોધ નરમ પાડો."

ડીકે જવાબ દીધો: "ના સરકાર! મિત્રો માટેની મમતા કરતાં માતૃભૂમિ પ્રતિનું કર્તવ્ય અમને વધુ વ્હાલું છે. એટલી કિમ્મતે ખરીદેલો છૂટકારો એ મિત્રને ઘોર નરક-યાતના તુલ્ય દુ:ખદાયક થઇ પડશે."

સરકારે હાર કબૂલી: કોસ્યૂથને બીનશરતે છોડયો.

કોસ્યૂથ તો પત્રકાર હતો. વર્તમાનપત્રનું સામર્થ્ય એ સમજતો હતો. કારાગૃહમાંથી પાછા આવીને એણે "પેસ્થ ગેઝેટ" નામનું પત્ર શરૂ કર્યું. એ પત્ર મારફત કોસ્યૂથે પ્રજાને બે ત્રણ સાદામાં સાદી વાતો શીખાવી :

પહેલું : હુંગેરી એક મહાન પ્રજા છે.

બીજું : હુંગેરીયન સિવાય કોઇને પણ હુંગેરી પર હક્ક નથી.

ત્રીજું : આસ્ટ્રીયાને, આસ્ટ્રીયન સંસ્થાઓને, કે આસ્ટ્રીયન ભાષાને હુંગેરીમાં કશો જ હક્ક નથી.

આની સરળ વાતો શીખવતું "પેસ્થ ગેઝેટ" જોત જોતામાં તો હંગેરીમાં પ્રબલ શક્તિ જમાવી બેઠું. પ્રત્યેક પ્રશ્ન પર "કોસ્યૂથ શું કહે છે?" એ જ આખો દેશ પૂછવા લાગ્યો. એના ઉચ્ચારના જ પડઘા આખા હંગેરીમાં ઉઠયા. અને ડાયેટમાં યુદ્ધ શરૂ થયું. દેશભકતોએ બે માગણી મૂકી:

હંગેરીયન ભાષાને રાજભાષા તરીકે કબૂલો.

કરવેરા સરખે હિસ્સે ફાળો.

ભાષાનો ઠરાવ જીત પામ્યો. પણ કરવેરાની લડતમાં હાર મળી. એટલે તુર્તજ કોસ્યૂથે લખ્યું કે "આ નહિ સહેવાય." લખીને એણે "વેપાર ઉદ્યોગનો લીગ" સ્થાપ્યો.

એક તરફથી આ લીગની આજ્ઞા: ને બીજી બાજુથી સરકારની આજ્ઞા: એમાંથી પરગણાંની કારોબારી સભાઓ લીગની જ આજ્ઞા ઉઠાવવા લાગી. સરકારને અને લીગને અથડાઅથડી થઈ પડી. સરકારે રોપ કરીને પરગણાં સભાના પ્રમુખપદેથી હંગેરીયન અમીરોને ઉડાડી, સરકારી અધિકારીઓને બેસાડયા. પંચાવન પરગણા–સભાઓના સિંહાસન પરથી એ રીતે પદભ્રષ્ટ થયેલા અમીરોને કોસ્યૂથે અવાજ દીધો કે "હંગેરીના અમીરો! હવે તો મનુષ્યો થાઓ!"

અપમાને ઘવાયેલા અમીરોને યાદ આવ્યું કે આપણે પણ મનુષ્યો છીએ. સંખ્યાબંધ અમીરોએ કોસ્યૂથની સન્મુખ આવી, પોતાના ગરાસ હકકોનો ત્યાગ કરવાનું અને દેશનો બોજો સરખે હિસ્સે ઉઠાવવાનું વ્રત ધારણ કરી લીધું.

ડાયેટ ફરીવાર મળી અને હંગેરીની સંપૂર્ણ સ્વાધીનતા પાછી આપવાની માગણી મૂકી. લોકો પણ 'ડાયેટ'ની પાછળ દઢ અને વીર્યવંત બનીને ઉભા હતા. પ્રજાપક્ષા પ્રતિનિધિઓને 'ડાયેટ'માં ન ચૂંટાવા દેવા માટે સરકાર મતદારો ઉપર રૂશ્વત અને દમદાટી બન્નેનો છૂટે હાથે કરેલો ઉપયોગ એળે ગયો હતો. એટલે આખરે સરકારને નમવું પડયું.

શહેનશાહ પોતે જ હુંગેરીમાં આવ્યો. પ્રજાના હક્કો એણે મંજૂર કર્યા ૧૮૪૮માં નવા કાયદા થયા સ્વતંત્ર, અને પ્રજાને જ આધીન એવું રાજતંત્ર મુકરર થયું. ડીક, કોસ્યૂથ, ઝેકેની વગેરે બધા વીરનરો પ્રધાનો નીમાયા. રાજાજીને માનપત્ર અપાયું. અને પરદેશી ધુંસરીમાંથી સદંતર મુક્ત થઇ પોતાનું સ્વદેશી લશ્કર પણ ઉભું કરવાના અધિકાર પામેલી હુંગેરીયન પ્રજાએ હર્ષાવેશમાં આવી જઇ ટોપીઓ ફરકાવી, હુંગેરીના નવા અવતારનો ઉત્સવ ગજાવી મૂક્યો.

પરંતુ એ ઉત્સવના સૂરોની પાછળ, વીયેનાના રાજ-મંડળમાં ગુપ્ત કાવતરાની ઝીણી ઝીણી વાતો ચાલી રહી હતી કે "હુંગેરીને સ્વાધીન બનવા નથી દેવું !"

સ્વાધીનતાને માર્ગે હજુ તો હુંગેરીએ એક પણ પગલું માંડ્યું નહોતું, ત્યાં તો સર્વીઆ અને ક્રોએશીઆ વગેરે પાડોશી પ્રાંતોના નિવાસી લોકો, હુંગેરીના શત્રુઓના ભર-માવ્યા, લૂંટફાટ અને કતલ ચલાવવા હુંગેરીમાં ઓચાતા ધસી આવ્યા. હુંગેરીની પાસે તો હજુ આસ્ટ્રીયન લશ્કર જ હતું; એ લશ્કરને તેઓએ આ હુમલાખોરોને ઠાર કરવા બહાર કાઢ્યું. વિશ્વાસઘાતી આસ્ટ્રીયન લશ્કર સરહદ પર જઇને એ ઘાતકીની શત્રુઓની સાથે જ ભળી ગયું.

હુંગેરીયનો મુંઝાયા. હુંગેરી પાસે તોપો નહોતી, પોતાની સેના પણ નહોતી. ડીક વીએનામાં દોડ્યો ગયો, પણ પાદ-શાહે ઉડાઉ જવાબો વાળ્યા. ક્રોએશીયાનો સૂબો હુંગેરીમાં વસતા આસ્ટ્રીયન સૂબાના ગુપ્ત આમંત્રણથી બ્યૂડાપેસ્થ પર ચડી આવ્યો. પણ હુંગેરીમાં નવા તૈયાર થયેલા, અધરીખાઉ સ્વદેશી સૈન્યે એને જેર કરી પાછો કાઢ્યો. હુંગેરીનો સૂબો પણ પોતાના કપટજાળ ખુલ્લી થવાથી પ્રાણ બચાવવા નાસી છૂટ્યો.

" રાજદ્રોહી હુંગેરીનું રાજબંધારણ રદ કરો ! " એવો

આદેશ આપીને સમયવર્તી શહેનશાહે એક નવા વાઇસરાયને પેસ્થ નગર તરફ રવાના કર્યો.

"એ આદેશ અને એ વાઇસરાય અમને મંજૂર નથી, માટે અતિથિ દેવ ! આવતા હો તો પાછા વળી જજો !" એવો પ્રતિધ્વનિ હુંગેરીયન 'ડાયેટ'ના ભુવનમાંથી ઉઠયો. છતાં પણ નવો વાઇસરોય જીદ્દી બનીને આવ્યો. એટલે એની પધરામણી પ્રજાએ એનું જ ખૂન છાંટીને કરી.

હઠીલા પાદશાહે બીજો વાઇસરોય મોકલ્યો. પણ હુંગેરીને કમભાગ્યે એક અકસ્માત થયો. આસ્ટ્રીયાના રાજપુરૂષોને હુંગેરી વિષે મોટી મુંઝવણમાં દેખીને વીએનાવાસી પ્રજા માંહેલા પ્રજાસત્તાકવાદી આસ્ટ્રીયનોએ બળવો જગાવવાની તક સાધી. અને તેઓએ હુંગેરીયનોને પોતાની સહાયે બોલાવ્યા.

આ કહેણના જવાબમાં વીર કોસ્યૂથ ગંભીર ભૂલ કરી બેઠો. એણે પોતાનું નવી તાલીમવાળું અધકચરૂં સૈન્ય વીએનાવાસીઓની કુમકે દોડાવ્યું. ખત્તાં ખાઇને એ સૈન્ય પાછું આવ્યું, ને આસ્ટ્રીયન સેનાપતિએ આવીને બળવાખોર હુંગેરી પર તલવાર-રાજ્ય બેસારી દીધું.

આજ સુધી હુંગેરી આત્મ-રક્ષણ માટે જ ઉભું હતું. આસ્ટ્રીયા હુંગેરીનો કોઈ પણ ગુન્હો બતાવી દુનિયાની નજરે એને અળખામણું કરી શકે તેવું નહોતું પણ તે દિવસ હુંગેરીના શિર પર 'બળવાખોર' તરીકેની નામોશી ચડી ચૂકી. આખા યુરોપની આંખ કરડી બની.

વળી થોડીવાર હુંગેરીનો સિતારો ચમકી ઉઠયો આરથર ગોર્જી નામનો એક બાહોશ સેનાપતિ જાગ્યો. એણે હુંગેરીનું જેવું હતું તેવું સામાન્ય સૈન્ય લઇને પોતાની ચાતૂરી વડે આસ્ટ્રીયન સેનાને કાપી નાખી. ગોર્જીની એ અસાધારણ ફતેહની નામના યુરોપને કાને પડતાં જ ગોર્જી ! ગોર્જી ! એ નાનું નામ ગાજવા લાગ્યું. હુંગેરીયન ફોજનો એ દેવતા

બની ગયો. હુંગેરીના તારણહારોની પંક્તિમાં એ પુરુષસિંહ પણ ઓળખાતો થયો.

પરંતુ ગોર્જીની આ કીર્તિ કોસ્યૂથથી ન દેખી શકાઇ. એ બન્નેને પરસ્પર આંટી પડી ગઇ. અને કોસ્યૂથે ફરીવાર ન સુધરી શકે તેવી ભૂલ કરી. એણે પ્રજાસત્તાકની પતાકા ફરકાવી દઇને આખા આસ્ટ્રીયન રાજવંશને પદભ્રષ્ટ જાહેર કર્યો.

તે ઘડીથી વાત વણસી ગઇ. ગોર્જીનું યુદ્ધ તે હુંગેરીના આત્મ-રક્ષણનું યુદ્ધ હતું; ત્યાં સુધી હુંગેરીએ રાજાને પદભ્રષ્ટ કરવા માટે નહિ, પણ રાજબંધારણને રક્ષવા માટે જ હથીઆર ઉઠાવ્યાં હતાં. પરંતુ કોસ્યૂથે તો હવે વિપ્લવખોરીનાં વિષ-બિન્દુઓ ભેળવી દીધાં. તત્કાલ આસ્ટ્રીઆની મદદે રૂશીયા દોડ્યું આવ્યું. કેમકે હુંગેરી પ્રજાસત્તાક થાય તેમાં રૂશીઆને પોલાંડ ગુમાવી બેસવાનો ભય ઉઠયો.

હુંગેરીનું લશ્કર શરણે થયું. અને આસ્ટ્રીઅન સૈન્યના સંગીનની અણી એ જ હુંગેરીનો કાયદો બન્યો. એનું બંધારણ ચગદાઈ ગયું. એની પાર્લામેન્ટને તાળું દેવાયું. એની કારોબારી સંસ્થાઓ ઉખડી ગઇ. એની જમીનો ખાલસા થઇ. ભાષાનો વિરોધ થયો. અને આખો દેશ કેવળ 'લશ્કરી ટુકડા' રૂપે વહેંચાઈ ગયો.

બગાસું ખાઇને યુરોપ બોલ્યું કે " હુંગેરી મરી ગયું ! "





# ઓરડીનો દીવો



"બચ્ચાંઓ! આ ગુચ્છાદાર લાંબી મૂછોવાળા આદમી ઉપર બરાબર આંખ રાખજો!

હુંગેરીની બજારમાં હોકલીના ધુમાડા કાઢીને લ્હેરથી ચાલ્યા જતા એક આદમી સામે આંગળી ચીંધાડી આસ્ટ્રીયન પોલીસના વડા અધિકારીએ ચોકીદારોને ચેતવણી દીધી.

એ આદમી બીજો કોઇ જ નહિ, ફ્રાન્સીસ ડીક જ હતો. યુદ્ધના આરંભમાં ડીક વીએના જઇ પાદશાહ પાસેથી નિરાશ બની પાછો આવ્યો, અને ડાન્યુબ નદીને સામે પાર સુલેહની વાટાઘાટ કરવા જતાં આસ્ટ્રીયન સેનાપતિએ ડીકને કહ્યું કે

કોસ્યૂથ અને ગોર્જી બીનશરતે શરણે થઇ જાય તેવી સમ· કરે તો સુલેહ કરૂં. ડીકે એવો દગો રમવાની ના પાડી. એને કેદ કરવામાં આવ્યો. તે પછી એ મુક્ત થયો. મુક્ત થઇને એણે હુંગેરીના સંગ્રામ પર નજર ફેરવી. 'આ પાગલ યુદ્ધમાં મારૂં સ્થાન નથી' એટલું બોલીને ડીકે પોતાના ગામડીયા વતનનો રસ્તો લીધો.

કેહીડા ગામના પોતાના રળીયામણા ઘરની બારીમાં ઉભાં ઉભાં એક દિવસ ડીકે દીઠું કે હુંગેરીનો વાવટો એના સૈનિકોના લોહીમાં રગદોળાતો પડયો છે અને હુંગેરી જમીનદોસ્ત છે : એણે સાંભળ્યું કે હુંગેરીના તમામ નેતાઓ કાં દેશપાર ને કાં મૃત્યુને સામે પાર ચાલ્યા ગયા છે માતૃભૂમિનાં ખંડેરમાંથી એક અવાજ આવ્યો કે "ઓ ડીક! આરામ કર! હજુ આરામ કર! ફરીવાર નહિ મળે!

ડીકની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં કેહીડા ગામનું પોતાનું શાંતિમય ધામ એને ખાવા ધાતું દેખાયું. પોતાની સ્થાવર જંગમ તમામ મિલ્કત વેચી નાખીને એ પાટનગર પેસ્થમાં દાખલ થયો. એક હોટેલમાં એણે બે ઓરડાઓ ભાડે લીધા. અને પછી શેરીઓમાં બચ્ચાંની સાથે રમતો, ગરીબોને ખેરાયાત કરતો ને ભાત ભાતનાં માણસો સાથે વાતો કરતો એ આંટા મારવા લાગ્યો

આસ્ટ્રીયન અધિકારીની આંખમાં એને દેખી ઉંડો સંદેહ રમી રહ્યો. એ વિચાર કરે છે કે "પોતાનાં ઘરબાર વેચીને ડીક શા માટે પેસ્થમાં આવ્યો હશે?"

માટે જ અધિકારીએ પોલીસને કહ્યું "બચ્ચાઓ! એને નજરમાં રાખજો!"

એક હજાર ને એક આંખો ડીકના દેહ ઉપર રમવા લાગી, પણ ડીકને કેદ કરી શકાય એવી કશી ચાલ ચલગત પોલીસોએ દીઠી નહિ. આસ્ટ્રીયાએ હુંગેરીનું રાજબંધારણ રદ કર્યું, હુંગેરીનું નામ છીનવી લીધું, પણ બચ્ચાં

સાથેની રમતગમતો, ગરીબોની ખેરાયતો અને માણસો સાથેની સાદી વાતચીતોને તો તેઓ રાજદ્રોહમાં કેવી રીતે ખપાવી શકે ? ને એ સિવાય તો ડીક કશું કરતો જ નહોતો. છતાં આસ્ટ્રીયનોની બેચેની અને શંકા વધતી જ ગઇ. ડીકની સમશ્યા એ લોકોને મુંઝવવા લાગી.

એક બુદ્ધિવંત રાજપુરૂષે યુક્તિ સૂચવી : "ડીકને મોટો ન્યાયમૂર્તિ બનાવીએ. હુંગેરીયન પ્રજા રાજી રાજી થઇ જશે."

ડીકને કહેણુ મોકલવામાં આવ્યું. ડીકે જવાબ દીધો,

"માફ કરોજી ! પ્રથમ મારા દેશનું રાજબંધારણ મંજુર કરો, પછી હું આપના પ્રસ્તાવનો વિચાર કરીશ."

" બંધારણ વળી કયું, ડીક ?

" ઇ. સ. ૧૮૪૮નું બંધારણ, સાહેબ ! "

" અરે દોસ્ત ડીક ! તું શું ભૂલી ગયો કે એ બંધારણ તો અમે કયારનું યે કચરી નાખ્યું છે ?"

" છતાં યે સાહેબ, બંધારણ તો ઉભું જ છે ! "

" ઇ. સ, ૧૮૪૮નું બંધારણ ! અરે ગાંડા, એ તે કદાપિ બને ખરૂં કે !"

" છતાં યે અમારૂં બંધારણ જીવે છે, નામદાર ! "

" સાંભળ સાંભળ ડીક, અમારી વાત......."

" વાતો કરવી જ નિરર્થક છે સાહેબ ! એ કાંઇ દલીલોનો વિષય જ નથી, બંધારણ તો સદા ઉભેલું જ છે. "

ડીકની બગલમાં હાથ નાખીને આસ્ટ્રીયન રાજપુરૂષ ફોસલાવી રહ્યો છે : " જો ભાઇ ડીક ! એક પછી એક આટલા આટલા ફેરફારો કર્યા પછી હવે અમારે હુંગેરીનો વહીવટ ફરી એકડે એકથી શરૂ કરવો એમ તો તું નથી કહેતો ને ? "

" હું બરાબર એમ જ કહું છું નામદાર ! "

"એટલે ?"

"એટલે કે જો માણસે પોતાના ડગલાનું એક પણ બટન ખોટું બીડ્યું હોય, તો એણે તમામ બટન ખોલી નાખીને ફરીવાર ઉપરથી જ બીડવાનું શરૂ કરવું પડશે, સાહેબ !"

"હા–હા–હા–હા !" હસીને આસ્ટ્રીયન રાજપુરૂષ બોલ્યો, "દોસ્ત ડીક ! બટનને તો તોડી પણ શકાય છે ને !"

"તો તો પછી સાહેબ, ડગલો કોઇ પણ દિવસ બરાબર નહિ બીડાવાનો ! લો, સાહેબ મહેરબાન !"

એટલું કહીને ડીક સીગારના ધુમાડા કાઢતો કાઢતો ચાલી નીકળે છે. અને આસ્ટ્રીયન હાકેમ અટ્ટહાસ કરીને ઉચ્ચારે છે,

"વાહ વા ! ડીકને બંધારણ પાછું જોઇયે છે ! બચ્ચાંને ચંદ્ર જોઇયે છે !"

પાટનગરની હોટેલના ઉંચા મહોલ્લા પર, ડીકની નાની શી ઓરડીમાં દરરોજ રાતે થોડાએક મિત્રો એકઠા મળે છે. દારૂની અકકેક નાની પ્યાલી ગટાવે છે, અને તમાકુના ધુમાડા કાઢે છે. તેઓને નથી કશા સંકેત–શબ્દો કે નથી કશી ખાનગી રાજનીતિ. તેઓ હુંગેરીના સાહિત્ય પર, ઇતિહાસ પર, હુન્નર ઉદ્યોગો પર, અર્થશાસ્ત્ર પર અને હુંગેરીના રાજબંધારણ પર વાતો ચલાવે છે. તેઓ હઠીલા બનીને બોલે છે કે "આપણું રાજબંધારણ મરેલું નથી. એ તો શત્રુઓએ વધુ પડતું અફીણ પીવાડવાથી માત્ર જરા કેફમાં સૂતેલું જ છે."

ગમ્મતી સ્વભાવનો ડીક લ્હેરમાં મશ્કરીઓ કરતો કરતો વચ્ચે વચ્ચે એ સૂતેલું બંધારણ ક્યારે જાગશે તેની આગાહી ભાખે છે.

પરગણાંમાંથી ગામડીઆ પ્રજાજનો આવીને ડીકની ઓરડીમાં એકાદ રાત ગાળે છે. હોકલી પીવે છે, અને આખા દાવરાની સાથે બેસીને દારૂની નાની પ્યાલી ગટાવે છે.

વાતો થતી જાય છે તેમ તેમ ડીકના પ્રભાવથી એ લોકોની નિરાશા ઉતરવા લાગે છે. ડીકનો આશાભર્યો પ્રાણ તેઓના અંતરમાં ચેતના ભરીને ખાત્રી કરાવે છે કે "હુંગેરી હજુ નથી મરી ગયું." પરગણામાં પાછા જઇને એ ગામડીયાઓ પ્રજાને સંભળાવે છે કે "ભલે આપણી પાર્લામેન્ટ રદ થઇ, ભલે પરગણાં-સભા ખુંચવાઇ ગઈ ભલે લશ્કરી દોર ચાલી રહ્યો, ભલે આપણી ભાષા ને આપણાં છાપાં ગુંગળાઇ ગયાં. ભલે બેથેની મરી ગયો, ઝેકેની ગાંડો બન્યો ને કોસ્યૂથ હદપાર થયો; પણ ભાઇ, હજુ બધું નથી ખોવાયું. ફ્રાન્સીસ ડીક ફરી વાર જાગ્યો છે. અમે એને મળીને આવ્યા. અને એણે તમો સહુને સંદેશો મોકલ્યો છે કે "હુંગેરીના પ્રજાજનો, હિમ્મત ધરો! ન્યાય અને ધર્મનો વિજય થશે."

એવી રીતે ડીકની ઓરડીની બારીમાં બળી રહેલી નાની શી બત્તીએ હુંગેરીમાં અજવાળાં પ્રકટાવ્યાં. ભિન્ન ભિન્ન વર્ગનાં ને નિરનિરાળી પ્રકૃતિનાં લોકો ડીકની શગડી પાસે આવીને જે જે વાતો કહી ગયાં, તે તમામ વાતો એક મુખેથી બીજે મુખે બોલાતી બોલાતી આખા દેશમાં પ્રસરવા લાગી. પ્રજાની દૃષ્ટિમાં ડીકની મૂર્તિ વિસ્તરવા ને વધવા લાગી-એટલી બધી વધી કે ડીક તો કોઇ વિરાટ દેવતા બની ગયો. એની છાયામાં પ્રજાને રક્ષણ દેખાયું, ને એની ભુજાઓમાં અજેય કૌવત દેખાયું. મગીયર જાતિ બોલી ઉઠી કે "હુંગેરી જાગશે; કેમકે ડીકે, હિમાલય શા અડગ ડીકે, ભવિષ્યવેત્તા ડીકે અમને કહ્યું છે કે હુંગેરી જાગશે!"

ડીકનું સામર્થ્ય શામાંથી આવતું હતું? હુંગેરીયન પ્રજાની એકસંપીમાંથી. બે વર્ષ પહેલાં હુંગેરીનો દેહ છેદાઇને તેમાંથી અમીર, આમ, પ્રજાસત્તાકવાદી, એવા અનેક ટુકડા થઇ ગયા હતા. પણ યુદ્ધના જખમો ખાઇને હુંગેરી સંયુક્ત બન્યું. ભેદાભેદ વિરમી ગયા. સહુ પક્ષો પરસ્પર દોષો

કાઢતા હતા ખરા, પણ પોતાના ઘરનું શાસન હંગેરીએ પોતે જ ચલાવવું અથવા તો દુનિયાના પડ પરથી નાબૂદ થઇ જવું, એ સિદ્ધાંત પર તો સહુ પક્ષો સંમત જ હતા.

હંગેરીના વિનીત દળમાં પણ સળવળાટ વર્ત્યો. માતૃભૂમિનો આસ્ટ્રાયનોની એડી તળે થયેલો દાળોવાટો દેખીને તેઓનામાં પણ દેશાભિમાન પેટાયું. 'નમ્રતા અને વફાદારી સમેત' તેઓએ શહેનશાહને નિવેદન મોકલ્યું કે "પ્રજાને લશ્કરી દોરને હવાલે કરી હંગેરીનું નામ પણ ભૂંસી નાખવું, એ પ્રજાનાં હૃદય જીતવાની રીત ન કહેવાય. હંગેરીને પણ સ્વતંત્ર હકકો છે. અમે રાજભકતો છીએ, છતાં હંગેરીના હકકો પાછા માગવા એ અમારી રાજભક્તિથી વિરૂદ્ધ વાત નથી."

વાંચીને શહેનશાહે શો જવાબ દીધો? જવાબ ટુંકો ને ટચ જ હતો: "બહુ થયું! બહુ થયું! આ નિવેદન–પત્ર પર સહી કરનારા તમામને પોલીસની નોંધપોથીમાં દાખલ કરી દીધા છે કે?"

પ્રધાને પૂરવણી કરી: "અને પ્રભુનો પાડ માને એ બચ્ચાઓ, કે નામદાર શહેનશાહ તેઓનાં માથાં ઉડાવી દેવાનો આદેશ નથી દેતા!"

કોણ હતો આ પ્રધાન?

એનું નામ બાક: જીવનની શરૂઆતમાં તો એને અમીરોનાં લોહીના પ્યાસ હતી, અને "સ્વતંત્રતા! સમાનતા! બંધુતા!" ના બૂમો પાડવાની આદત હતી. રાજાઓને ધિઃકારતો અને મજૂરોને ચાહતો. બહુ બૂમરાણ કરતો ખરો ને, એટલે સરકારે કોમળતાથી એનું કાંડું ઝાલ્યું, અને એને અમીરો, અમીર–વધુઓ વગેરેની મોહમયી સોબતમાં ફેરવ્યો. થોડા જ વખતમાં એ ભાઇ જૂદી જ તજેહની બૂમો પાડતા થઇ ગયા. અને પાદશાહના જમણા બાહુ બન્યા.

પાદશાહે બાકને કહ્યું, "આ ડીક બહુ સતાવે છે. એને પીગાળવો જોઇએ."

બાક બોલ્યો કે 'એ તો મારૂં જ કામ છે નામવર!"

ચ્હેરા પર દંભી સ્મિત ફરકાવીને બાકે ડીકને મધુલેપ કરવા માંડ્યો: "સાંભળ ભાઇ ડીક! મને લાગે છે કે અમારી ચાલુ શાસન-વ્યવસ્થાથી તને સંતોષ નથી. બહુ સારૂં, ચાલો આપણે રાજનીતિજ્ઞોને છાજે તેવી રીતે શાંતિથી ચર્ચા કરીએ: હુંગેરીયન પ્રજા તને એનો પ્રતિનિધિ નીમે, અને તું આંહીં વીયેનામાં મારી સાથે મસ્લત ચલાવ."

ડીકે ઉત્તર દીધો: એનો ઉત્તર તો એક અને એક જ હતો: "માફ કરો નામદાર! હુંગેરીનું રાજબંધારણ ગેર-કાયદેસર અટકાવેલું હોય ત્યાં સુધી હું વીયેનાની સાથે મસ્લત જ ન ચલાવી શકું ને! અને ભાઇ બાક! હુંગેરીને જ્યાં સુધી એનું બંધારણ ન હોય ત્યાં સુધી ડીકને પણ રાજપ્રકરણી સ્થાન જ ન હોય!"

એ રીતે ડીક હુંગેરીના રાજબંધારણનો જ આધાર ધરી ઉભો રહ્યો. એણે લગાર મચક આપી નહિ. એ 'બંધારણ'ના ગુણદોષ ઉપર, અથવા તો પોતાની પ્રજાની લાયકી નાલાયકી ઉપર વિવેચનમાં ઉતરવાની એણે સાફ ના પાડી દીધી. "સારૂં વા નરસું ગમે તેવું તો યે એ બંધારણ હુંગેરીની જ માલીકીનું છે. અને હુંગેરી સિવાય બીજું કોઇ એમાં ફેરફાર ન કરાવી શકે. મારે વીયેના કે કેનોસા, ક્યાં યે નથી જવું, પેસ્થ જ મારૂં પાટનગર છે, ને પેસ્થમાં જ હું મારી માતૃભૂમિની પતાકા રોપું છું. મારે પરદેશની પાર્લામેન્ટમાં ભાષણ કરવાનું હોય જ નહિ. મારા વાવટા પર આટલા જ શબ્દો લખું છું:

**"બંધારણમાં કશી મેલછાંડ જ ન હોય"**

"No Compromise on Constitution"

શરૂથી આખર સુધી ડીક આ સિદ્ધાંત પરથી અણુ માત્ર પણ નહોતો ડગ્યો.



# મહારાજાની પધરામણી



આસ્ટ્રીયાનું લશ્કર, 'પોલીસ'નું સભ્ય નામ ધારણ કરીને દિવસ રાત હુંગેરીના દેશભક્તોની પાછળ આંટા મારે છે. બંદૂકોના સંગીનનાં અણી વડે સભાઓ વિખેરે છે. મકાનોની જપ્તી કરાવે છે. અને વર્તમાનપત્રોને સતાવે છે. પાટનગરમાં બેસીને આસ્ટ્રીયન સૂબાએ હુંગેરીના ઐતિહાસિક પ્રાંત-પરગણાંની રેખાઓ ભૂંસી નાખી છે. ન્યાય કામમાંથી જ્યુરાની પ્રથાને નાબૂદ કરી છે. ચાર હજાર રૂબલના પગારથી આસ્ટ્રીયન ન્યાયાધીશો મહારાજાની આંખના મીચકારા અનુસાર 'ઇન્સાફ'ના પાક નામનો લજવતો એવો ઇન્સાફ ચુકાવે છે. સ્વદેશી ભાષાનો તો નિશાળો અને રાજકચેરીઓમાંથી સદંતર બહિષ્કાર ફરમાવવામાં આવ્યો છે. દેશમાં કોમી વેર વધારવા માટે આસ્ટ્રીયન સરકાર છૂપી સુરંગોના સાંધા મેળવી કલહનાં દારૂખાનાં સળગાવી રહી છે. આટલું છતાં પણ આસ્ટ્રીયાને ચેન પડતું નથી. ફ્રાન્સીસ ડીકની નાની શી ઓરડીમાં ઝબૂકતાં ઝાંખાં ઝાંખાં અજવાળાં આસ્ટ્રીયન

રાજપુરુષોને આકૂલ વ્યાકૂલ કરી મૂકે છે. એ નિસ્તેજ કિરણોનાં અણુંઓમાંથી પણ ઓચાતી જ્વાલાઓ ઉડવાની આ પ્રકાશના શત્રુઓને પલે પલે ધાસ્તી રહે છે.

ડીક પોતે તો બ્યૂગ–પેસ્તના મોટા પૂલ ઉપર બેસીને રોજ સંધ્યાકાળે છોકરાંને રમાડે છે; નાની છોકરીઓને હુંગેરીના જૂના ઇતિહાસમાંથી, સંભારી સંભારીને, સંકટમાં પડેલી સુંદરીઓના ઉગારનાર વીર ઘોડેસવારોની વાર્તાઓ કહે છે; અને રાત્રે પોતાના શગડી તાપવા એકઠા થયેલા મૂઠીભર પ્રજાજનોની સાથે સાહિત્ય ઇતિહાસના તુક્કા ચલાવે છે.

પણ આસ્ટ્રીયનોને ઝંપ વળતો નથી. તેઓએ હુંગેરીના રાષ્ટ્રત્વને ચગદી નાખવાની એક એવી યુક્તિ ગોઠવી કે ફરીથી હજારો કોસ્યૂથો ને સેંકડો ડીકો પણ એ રાષ્ટ્રત્વને જીવતું ન જ કરી શકે! અને એ યુક્તિ તે હુંગેરીને જર્મન રાજ્યોના પ્રજાસંઘમાં દાખલ કરી દેવાની: એમ થયા પછી જો હુંગેરી મુક્ત થવા માથું ઉંચું કરશે તો એકલું આસ્ટ્રીયા જ નહિ, પણ પૃશીયા, સેક્સની, બવેરીયા વગેરે સંઘનાં તમામ રાજ્યો એના ઉપર તૂટી પડશે!

જર્મન પ્રજાસંઘનો ગળાફાંસો હુંગેરીની ગરદને પહેરાવી દેવાની આસ્ટ્રીયાએ દરખાસ્ત મૂકી: ત્યાં તો ફ્રાન્સે વિરોધ ઉપાડયો. ફ્રેંચ સરકારે એ જોડાણ સામે ગંભીર શબ્દે ચેતવણી દઇ દીધી. અને આસ્ટ્રીયાની પોલી ધમકીઓ નિરર્થક નીવડી. ઉલટું ફ્રાન્સની ભ્રૂકૂટી ચડેલી દેખીને આસ્ટ્રીયાએ હુંગેરી પરથી વધુ પડતાં દમન ઉતારી લીધાં.

જુલમની સખ્તાઇ પોચી પડી એટલે ડીકે પોતાનાં રચનાત્મક કાર્યો બેવડા ચોવડા જોરથી આગળ ધપાવ્યાં. આસ્ટ્રીયામાંથી આયાત થતા અનાજ સામે સ્પર્ધા કરવા માટે સ્થાપેલું ખેડુત મંડળ: આસ્ટ્રીયન બનાવટની વસ્તુઓને તોડી પાડવા માટે કોસ્યૂથે ઉઘાડેલી રાષ્ટ્ર–ઉદ્યોગ રક્ષક સભા: અને ભાષા–ઉદ્ધાર માટેની રાષ્ટ્રીય વિદ્યાપીઠ: એ ત્રણેના

કાર્યમાં વધુ પ્રાણ સીંચાવા લાગ્યા. હદપાર થયેલા હુંગેરીયનો પણ પરદેશોમાં પોતાના દેશના સાહિત્ય ઉપર પ્રીતિ ઉત્પન્ન કરાવી દૂર બેઠા બેઠા આ દેશોન્નતિમાં સહાય દેવા લાગ્યા. અને ત્રણ જ વર્ષો સુધી ઝુમ્બેશ ચાલુ રહી ત્યાં તો ઇ. સ. ૧૮૫૭માં આસ્ટ્રીયાના પાટનગરની રાજકચેરીમાં એકેએક ચહેરા ઉપર ચિંતાની ફિક્કાશ પથરાઈ ગઇ.

આ બધા વખત દરમીઆન ફ્રાન્સીસ ડીક એકે ય વાર નથી જાહેર વ્યાસપીઠ પર આવ્યો, નથી એણે એક પણ ભાષણ દીધું, કે નથી એણે આસ્ટ્રીયન આપખુદીની સામે એક પણ ઠરાવ મૂકયો.

ડીકનો દુર્દમ્ય પ્રભાવ હવે શી રીતે રૂંધવો? રૂંધ્યા સિવાય તો ઉગાર નહોતો. એટલે બાક પ્રધાને બીજો પાસો નાખ્યો : રાજાને કહ્યું કે "મહારાજ! હુંગેરીની મુલાકાતે પધારો. પ્રજાનાં દિલ જીતી લેવાની એ જૂની યુક્તિ અજમાવીએ."

રાજા જોસેફે મુલાકાતનાં વસ્ત્રાભૂષણો સજ્યાં. અને બાકની પ્રેરણાથી હુંગેરીમાં ચાલતાં રાજભક્ત વર્તમાનપત્રોની કટારોમાં "પાદશાહ પિતાની પધરામણી" વિષે ફુલગુલાબી લેખો લખાવા લાગ્યા.

શું શું લખાયું? મહારાજા પધારે છેઃ નવો યુગ પ્રવર્તાવવા, રાજદ્વારી ગુન્હેગારોની જપ્ત કરેલી જર જમીનો પાછી બક્ષવા, પોતાની પ્રજા પર આશીર્વાદ વર્ષવા—એવું એવું કૈં કૈં કરવા માટે મહારાજા પધારે છે: માટે એને અંતર પાથરીને સત્કાર આપો : અને ડીક જેવો રાજભક્ત શું પોતાના રાજેન્દ્રનું આતિથ્ય કરવાનો ધર્મ વિસરશે?

ડીકે જવાબ દીધો : "સાચું; હું રાજભક્ત ખરો; પણ તે તો હુંગેરીના રાજાનો. આસ્ટ્રીયાના બાદશાહનો નહિ."

વર્તમાનપત્રો બોલ્યાં : "બરાબર, આસ્ટ્રીયાનો રાજા હંગેરીનો પણ રાજા ખરો કે નહિ ?"

ડીકે જણાવ્યું : "હંગેરીનો રાજા બનવાનો એને અધિકાર છે ખરો-જો એ અમારા કાયદાને સ્વીકારે, અમારૂં બંધારણ રક્ષવાના કસમ લે, અને દેવરાજા સ્ટીફનનો લોખંડી તાજ પહેરીને હંગેરીના જ પાટનગરમાં તખ્તનશીન થવા આવે તો જ. નહિતર નહિ. હું તો હંગેરીના રાજાનો ભક્ત છું, આસ્ટ્રીયન રાજાનો નહિ."

વર્તમાનપત્રો ચુપ થયાં.

૧૮૫૭ : ૫ : તારીખ ચોથીના રોજ પેસ્થનગરમાં પાદશાહની પધરામણી થઇ. એનો સત્કાર ઉજવવા માટે આસ્ટ્રીયાથી ખાસ આણેલાં માણસોને અને સાદા પોશાક પહેરેલ સિપાઇઓને ઉભાડવામાં આવ્યા. આસ્ટ્રીઅન અધિકારીઓના કુટુંબકબીલા પણ હાજર હતા. રાજના લશ્કર વડે જ અતિથિનું સરઘસ શણગારવામાં આવ્યું. ખાસ ઉભી કરવામાં આવેલી એક શોભીતી કમાન નીચે શહેરના નગરશેઠે મહારાજાનું સ્વાગત કરી નગરની પ્રજાની રાજભક્તિની ખાત્રી આપી-કે જે ખાત્રી અપાયા પછી નગરશેઠ મજકૂરને એનાં રાજભક્ત બંધુજનોથી બચાવવા માટે એના ઘરને દરવાજે તથા એની ઘોડાગાડી સાથે પોલીસ-પહેરા બેસારવાની જરૂર પડી હતી!

ડાન્યૂબ નદીના બન્ને કિનારા ઉપર તે દિવસની સાંજ પડતાં જ ઇંદ્ર ભુવનને યાદ કરાવે તેવી દીપકમાલા ઝળહળી ઉઠી. નદીનાં નીરમાં રહેનારાં ગરીબ જળચરો એ આખી રાત ઝંપી શકયાં નહિ. પશુ પંખીઓ પોતાના માળામાં પેસી શકયાં નહિ. મહારાજાના આગમનનો ઉત્સવ તો જળચર, ખેચર, ભૂચર આદિ તમામ પ્રાણીઓની દુનિયામાં ઉજવાયો. ૫૦૦૦ રૂબલને ખર્ચે એ આગમનની રાત્રિએ આતશબાજી સળગાવવામાં આવી. અને એ રકમ પ્રાપ્ત કરવા માટે

અમલદારો પોતે જ પ્રજાની અંદર ફરી વળ્યા. મ્હો
મિજબાનીઓ, નૃત્ય અને જલસાઓની પરંપરા ચાલી.
ભક્તિનાં ભાષણો પેટ ભરી ભરીને રેલાવવામાં આવ્યાં.
મહારાણીજી પોતાને માથે હુંગેરીયન ટોપી પહેરીને (
ભોની મુલાકાતે જઇ આવ્યાં ! ત્યાં એમણે હુંગેર
શૈલીનો જ નાચ કરી બતાવવા કન્યાઓને આગ્રહ ક
રાજાએ પણ જાહેર કર્યું કે " હું મારી પ્યારી પ્ર
ઇચ્છાઓ જાણવા આવ્યો છું. "

ભોળવાએલા પ્રજાજનોએ ડીકને પૂછયું કે "ભાઈ
મહારાજાને એક માનપત્ર દેશું ? "

ડીકે કહ્યું " નહિ. "

" અરે પણ ભાઇ ! આપણે ખુશામતીયું માનપત્ર
આપવું, આપણે તો એમાં આપણી મુશ્કેલીઓ વર્ણવીને
તમામનું નિવારણ માગીશું."

ડીકે કહ્યું : "સાચી વાત; પણ જ્યાં સુધી રાજા ન
આપણા કાયદા ઉથાપે છે ને આપણું બંધારણ અટ
રાખે છે, ત્યાં સુધી એ આપણો રાજા જ નથી. તો
એને માનપત્ર દેવાય જ શી રીતે ? "

આ સલાહની અવગણના કરીને અમુક રાજભક્
એક માનપત્ર ઘડ્યું. ને એમાં માગણીઓ મૂકી. મા
લઇને જનારાઓને રાજાજીએ મુલાકાત પણ ન આપી.
પોતાને સત્કારવા તૈયાર થયેલાં અન્ય નગરોની ભપ
કમાનોને લોકોએ આગ લગાડી હોવાનું સાંભળીને રા
ક્ષેમકુશલ પાછા સીધાવી ગયા. વીએનાનાં વર્તમાનપ
લખ્યું કે "હવે તો હુંગેરી સંપૂર્ણ રાજનિષ્ઠ બની ગયું

હતાશ થયેલા પ્રજાજનોએ ડીકને કહ્યું "ઓ ભાઇ
આ તો આસ્ટ્રીયન અમલ વજ્રલેપ બની ગયો. હવે તે
નહિ ઉખડે "

હોકલીના ધૂમાડાના ગગને ચડતા ગોટાની અંદર સ્વાતંત્ર્યની કોઇ ગુપ્ત નીસરણી રચાઇ રહી હોય, એવી કલ્પના કરતાં કરતાં ખુમારીભરી આંખે ડીકે કહ્યું " સાચું ! સાચું ! મારો માળી પણ મને એક દિવસ એમ જ કહેતો હતો કે મારી જમીન પર ઉભેલું એક ઝુંપડું–જો જોરથી પવન નહિ ફુંકાય તો–ઘણો વખત ટકી રહેશે. મેં કહ્યું હતું કે 'પણ જો પવન જોરથી ફુંકાય તો !–અને એ તો ઘણી વાર ફુંકાય છે ! "

આ માર્મિક પ્રત્યુત્તરમાંથી નવું આશાબળ મેળવીને મજાજનો પોતાને ઘેરે ગયા.

થોડા જ મહિનામાં પ્રધાન બાકની આંખો ખુલ્લી કે ડીક-વિનાશક રાજપધરામણી તો એળે ગઇ છે ! અને હુંગેરી તો હતું તેવું જ કટ્ટર વિરોધી રહ્યું છે ! ફરીવાર બાકે વિચાર્યું કે "આ ડીકને મારે ઠેકાણે પાડવો જ જોઇએ." તેણે ડીકને લખી મોકલ્યું,

" ભાઇ ડીક, તું વીએના આવ. આપણે બંધારણની ચર્ચા કરીએ. "

ડીકે ઉત્તર લખ્યો: "હું તો હુંગેરીયન બંધારણ સિવાય અન્ય કોઇ બંધારણને ઓળખતો જ નથી નામદાર ! "

" ભલે, તો એ હુંગેરીયન બંધારણ વિષે જ ચર્ચા કરી લઇએ."

ડીકે લખ્યું : "ના જી, એ બંધારણ પર તો કશી ચર્ચા ન્હોય, કશી દલીલ ન્હોય, કશી મેલછાંડ ન્હોય. એ તો હજુ યે ઉભું જ છે–ને હું આંહી પેસ્થમાં ઉભો છું."

એ રીતે ઈ. સ. ૧૮૫૯નું પ્રભાત પડ્યું.



# "શતરંજના દાવ"



એજ વર્ષની અંદર ફ્રાંસની ચડાઇના ઓળા આસ્ટ્રીયાના રાજમહેલની અટારીઓ ઉપર છવાતા હતા.

હદપાર થયેલા હુંગેરીયનો સાથે ફ્રાંન્સના રાજાએ કરાર બાંધ્યો : કે તમે જો હુંગેરીયન ટુકડીઓને આસ્ટ્રીયન સૈન્યની નોકરીમાંથી ખેસવી લો, તો હું આસ્ટ્રીયા સાથેના સુલેહનામાની અંદર હુંગેરીની સ્વતંત્રતાનો ખાસ કરાર કરાવું.

આ કરાર ઉપર વિશ્વાસ રાખનારા હુંગેરીઅનો ઠગાયા. યુદ્ધ જીત્યા પછી ફ્રેંચ રાજાએ પોતાનો કરાર ન પાળ્યો. દેશનિકાલ હુંગેરીયનો પૂછવા ગયા તો ઉત્તર મળ્યો કે "યુરોપના ચાલુ સંજોગો વચ્ચે એ વાત અશક્ય છે!"

પરંતુ આ યુદ્ધમાંથી હુંગેરીને એક આડકતરો ફાયદો મળ્યો: પરાજય પામવાથી રાજા જોસેફ પસ્તાયો, અને એ પસ્તાવા વાટે સાફ થયેલું હૃદય લઇને પોતે પાછો વળ્યો. એણે

આખા યે શાસનની અંદર વિશુદ્ધિ આણવાનો આદર કર્યો. દુષ્ટ પ્રધાન બાકને એણે બરતરફી દીધી. અને બૅરન જોશીકા નામ એક હુંગેરીયનને પ્રધાનપદ લેવા કહેણ મોકલ્યું.

જોશીકાએ જવાબ દીધો : "નામદાર, હું હુંગેરીયન છું; હું હુંગેરીના પ્રજાજનોને સમજી શકું, પણ આસ્ટ્રીયાવાસી-ઓને ન સમજી શકું. તમે કોઇ આસ્ટ્રીયાવાસીને હુંગેરી પર અમલ ચલાવવા નીમો, તો તે પણ અમારા પર ભલી ભાતે શાસન નહિ જ ચલાવી શકે. યાદ રાખજો મહારાજા, કે પરાયી પ્રજાની સાથે આખું જીવન ગુજાર્યા વગર જો કોઇ પરદેશી પુરૂષ એ પ્રજા પર સુ-રાજ્ય કરવાનો દાવો ધરાવવા આવે, તો તે મોટો દંભી જ હોવો જોઇએ."

રાજાએ એક પોલાંડવાસીને પ્રધાનપદે સ્થાપ્યો. બન્નેએ હુંગેરીને રીઝવવાની તરકીબ રચી. નક્કી કર્યું કે આસ્ટ્રીયા-હુંગેરીની સંયુક્ત પ્રીવી કાઉન્સીલમાં સભ્યોની સંખ્યા વધારવી. એ વાતની મસ્લત કરવા. માટે છ માણુસોને હુંગેરી-માંથી નિયુક્ત કરીને બોલાવવામાં આવ્યા.

છ યે જણાએ ડીકને પૂછયું "ભાઇ ડીક, શું કરીએ ?"

ડીકે કહ્યું, "જશો નહિ. જો રાજા જોસેફને હુંગેરીની સલાહ લેવાની સાચી ગરજ હોય તો તે આંહી પેસ્થમાં આવે અને હુંગેરીયન પાર્લામેન્ટ દ્વારા મસ્લત ચલાવે."

એ સલાહને શિર પર ચડાવી ત્રણ જણાએ નિમંત્રણનો ઇન્કાર કર્યો અને બાકીના ત્રણે ત્યાં જઇ ભભકદાર ભાષણો દીધાં.

રાજાએ ને પ્રધાને બીજી બાજી રમવાનું ઠરાવ્યું: પાર્લામેન્ટ તો આપણે પાછી આપવી જ નથી! માટે પરગણાં-સભા-ઓનો જે વહીવટ આપણે ઝુંટવી લીધો છે, તે પરબારો હુકમ કરીને પાછો સોંપી દઇએ. છો ને બિચારા હુંગેરીયનો ગામડાંનાં બત્તી પાણીનો બંદોબસ્ત કરી લેતા!

નિશ્ચય કરીને નવા પ્રધાને હુંગેરીને કહેણુ મોકલ્યું કે " પરગણાં-સભાઓ તમને પાછી સોંપીએ છીએ. બાકીનો ભૂતકાળ હવે દટાઇ જવા દો. "

બાકીનો ભૂતકાળ એટલે ઇ. સ. ૧૮૪૮નું રાજબંધારણ ! નવા પ્રધાનને ખબર ન રહી કે 'બાકીના ભૂતકાળ'નો એ નિગૂઢાર્થ સમજી જનારાં ચકોર પ્રજાજનો હુંગેરીમાં જીવતાં હતાં. ડીકે પરગણાં-સભાઓની એ પરભારી બક્ષીસ સ્વીકારવા ના પાડી. ઉત્તર દીધો કે " એ સભાઓ પાછી સોંપવાનો અધિકાર તો ફક્ત અમારી પાર્લામેન્ટને જ છે. "

ઉતાવળીયાઓ હતા તેઓએ ડીકની રાજનીતિમાં ભૂલ દીઠી. તેઓ આ સમાધાનીના પ્રયત્નોની હાંસી નિહાળી દિલમાં દુભાયા. ડીકને તેઓએ સમજાવ્યો કે " પ્રથમ આસ્ટ્રીયા સાથેનાં મનદુઃખ મટાડી લઇએ. અને પછી આપણે આપણી પાર્લામેન્ટ મેળવવાનો ન્યાય ઉતરાવી શકીશું. "

ડીકે કહ્યું " ના ના ! એમ નહિ. એથી ઉલટું, પ્રથમ તો આસ્ટ્રીયા આપણી પાર્લામેન્ટની જ કાયદેસર સત્તા કબૂલ કરી લે; પછી સુખેથી એ પાર્લામેન્ટ બન્ને દેશોના ખાસ હક્કોની પરસ્પર મેલછાંડ કરી આપે. એમાં મને વાંધો નથી."

ડાહ્યા જનોએ ડીકના કાનમાં કહ્યું, " ઓ ડીક ! સંજોગો સમજ ! તક સમજ ! "

ડીકે ત્રાડ દીધી, " સંજોગો નહિ, તક નહિ, પણ સિદ્ધાંત ! સિદ્ધાંત ! સિદ્ધાંત ! "

એ ત્રાડના પડછંદા સારા યે હુંગેરીમાં પડયા.

રાજા પ્રધાને ત્રીજી રમત ગોઠવી : તેઓનો મુખ્ય સંકલ્પ હુંગેરીયન પાર્લામેન્ટની કાયદેસર સત્તાની અવગણના કરવાનો હતો. એટલે તેઓએ ' પરગણાં સભાઓની પુનઃ સ્થાપના' કરવાના ધારા ઘડવા માટે 'હુંગેરીયન શાહી કમીશન' નીમવાની ખુશી દર્શાવી.

લોકોએ ડીકની સામે જોયું. પરગણાં-સભાઓ પાછી મેળવવા માટે લોકો અતિ આતુર હતા. તેથી શાહી કમીશનનો સ્વીકાર કરવાની કંઇક બારી શોધવા તેઓ તલપાપડ થઇ રહ્યા હતા.

ડીક બોલ્યો "કમીશન પર નીમાયલા ભાઇઓ! નીમણુક-પત્રો પાછા મોકલી આપો."

"કાં ભાઇ?"

"હંગેરીયન કમીશન નીમવાની સત્તા હંગેરીના રાજા સિવાય અન્ય કોઇને નથી. અને આસ્ટ્રીયન તસ્કર જોસેફ અત્યારે હંગેરીનો રાજા નથી!"

કમીશનરોએ નીમણુક-પત્રો પાછા મોકલ્યા. સાથે લખી જણાવ્યું કે "આ કામ કેવળ હંગેરીયન પાર્લામેન્ટનું જ છે, તમારૂં નથી."

ડાહ્યા જનોએ કહ્યું "જોયું? ડીકની નાદાનીભરી હઠીલાઇને પ્રતાપે જ આપણને પરગણાં-સભાએ મળતી હતી તે અટકી પડી!"

પણ પ્રજા એ નિરાશાવાદના શબ્દોને ઝીલવા તૈયાર નહોતી. પ્રજા કોચવાઇ ખરી, છતાં અવિચળ રહી. પ્રજા બોલી ઉઠી કે "ઉપરથી ચાહે તેવું દેખાય, પણ અમને અંતરથી વિશ્વાસ છે કે ડીક જ સાચો છે. હંગેરીનું બુરૂં ડીકને હાથે તો કદાપિ થવાનું નથી."

આગેવાનની આ દૃઢતા અને પ્રજાની આવી મક્કમ એકતાનું મનધાર્યું પરિણામ આવી પહોંચ્યું. આસ્ટ્રીયાને બીજી દિશા જ સૂઝી નહિ. હોકલીના ધુમાડા કાઢતો કાઢતો ડીક જાણતો જ હતો કે આસ્ટ્રીયાને નમ્યા વિના આરોવારો જ નથી. આસ્ટ્રીયા નમ્યું. એણે પરગણાં-સભાઓ પાછી સોંપાવાનો પાદશાહી આદેશ મોકલ્યો, અને સાથોસાથ પાર્લામેન્ટને પણ બેઠક ભરવાનું કહેણ મોકલ્યું.

હુંગેરીયનો હર્ષાવેશમાં આવી જઇને ઉત્સવ કરવા તૈયાર થઇ ગયા.

ડીકે કહ્યું "થોભી જાઓ ! હમણાં થોભી જાઓ મારા દેશબાંધવો ! પાર્લામેન્ટ ખુલ્યા પછી શી હકીકત બને છે તે જોવા દો ! ઉત્સવો ઉજવવાનો પુષ્કળ સમય તે પછી ક્યાં નથી પડયો ?"

ડીક આસ્ટ્રીયાને ઓળખતો હતો. એની સલાહ મળતાં જ હુંગેરીએ હર્ષાવેશ શમાવી લીધો. અને શાંત મુખમુદ્રા રાખી ઇ. સ. ૧૮૬૧ ના 'ડાયેટ' ની બેઠકની રાહ જોયા કરી.

પરગણાં–સભાઓની સ્થાપના થયા પછી મંગલાચરણમાં જ હુંગેરીયનોએ શાં શાં પગલાં લીધાં ?

પહેલું : દસ વર્ષના જુલ્મી શાસનમાં ચક્રોરૂપ બની પ્રજાને પીસી નાખનાર એકેએક આસ્ટ્રીયન અધિકારીને બરતરફી દીધી.

બીજું : આસ્ટ્રીયન સૈન્યને નભાવવાનો ફાળો રદ કર્યો.

ત્રીજું : હુંગેરીયન પાર્લામેન્ટે નાખેલા કર વેરા સિવાયના અન્ય કોઈ પણ કર વેરા ન ઉઘરાવવાનો વસૂલાતી અધિકારીઓને આદેશ દીધો.

આવાં ત્રણે ઉગ્ર પગલાં લેવાયાં તેના કારમા ધબકારાએ આસ્ટ્રીયાના પાટનગરના કાનને ચમકાવી મૂક્યા. વીયેનાનાં વર્તમાનપત્રો કોપિત અવાજ કાઢી પૂછવા લાગ્યાં કે "હુંગેરીયનોની શી મતલબ છે ?"

પરગણાં–સભાઓએ ઉત્તર પુકાર્યો કે "મતલબ એક–અને એક જ છે: આસ્ટ્રીયન સત્તાનું નામનિશાન પણ ભૂંસી નાખવાની; અને હુંગેરીદેશ ફક્ત હુંગેરીયનોને માટે જ કબ્જે રાખવાની."

આ પ્રત્યુત્તરથી અકળાઇ ગયેલા મહારાજા જોસેફે ડીકને પોતાની સાથે ચર્ચા કરવાનું કહેણ દીધું. ડીક હાજર થયો.

મહારાજાએ ડીકની પાસે પોતાનું અંતર ખોલ્યું કે "હું હંગેરીના સવાલનો સંતોષકારક ઉકેલ લાવીશ, પણ તું મારી શુદ્ધબુદ્ધિ વિષેના તમામ સંશયો કાઢી નાખ."

ડીક બેવકૂફ નહોતો. ભોળવાઇ જઇને નહિ, પરંતુ વિશ્વાસઘાતનું કશું આળ ચડાવવાનું કારણ મહારાજા જોસેફની જીભમાં ન જડે તેટલા ખાતર એણે પરગણાં–સભાઓને સલાહ દીધી કે, હજુ જ્યાં સુધી આપણી પાર્લામેન્ટ મળી નથી અને એ પાર્લામેન્ટ કેવું સ્વરૂપ ધારણ કરશે તે વાતની જ્યાં સુધી આપણને જાણ નથી, ત્યાં સુધી આપણી રાજનીતિને જરા ઓછી કડક રાખીએ તો કેમ ?

પરગણાં–સભાઓએ ડીકની સલાહને આદેશ તુલ્ય માની મસ્તકે ચડાવી લીધી. પોતાના જવાલાઓ પર તેઓએ કાબૂ મેલી દીધો.

ત્યાં તો ઓચીંતા સમાચાર આવ્યા કે પ્રધાન ગોલુચોસ્કીએ રાજીનામું આપ્યું અને વોન શ્મરલીંગની નીમણુંક થઇ. આ નવા પ્રધાન શ્મરલીંગે ચાલુ શતરંજની રમતમાં એક અણસૂણ્યો નવીન જ દાવ ફેંક્યો : બોહીમીઆને, ક્રોએશીઆને, હંગેરીને, તમામ મુલ્કોને પોતાના સ્થાનિક–એટલે કે આંતરિક રાજવહીવટ કરવા પૂરતી સ્વતંત્ર પાર્લામેન્ટો આપવી. પણ સમસ્ત સામ્રાજ્યને લગતા કર વેરા, લશ્કરને લગતી બાબતો પરદેશ સાથેના વ્યવહારો, વગેરે ઉપર તેઓને કશો કાબુ ન આપવો : એ અખિલ મહારાજ્યને લગતી વાતોનો વહીવટ કરવા માટે તો વીયેનામાં જ પાર્લામેન્ટ સ્થાપવી, અને તેમાં તમામ મુલ્કોએ પોત પોતાના પ્રતિનિધિઓ મોકલવા.

શ્મરલીંગે નિરધારેલી આ શાસન–નીતિ સામે હંગેરીએ તિરસ્કારનો અવાજ ઉચ્ચાર્યો. ડીકે પૂછ્યું "શું હંગેરી પોતાના સ્વતંત્ર દેશના વહીવટ ચર્ચવા પરદેશી નગરીમાં

પરદેશીઓની પાસે જશે ? કાં તો ફમરલીંગ, તું પાગલ બન્યો છે, અથવા તો તું અમારૂં અપમાન કરવા ચાહે છો ”

પેસ્થ નગરમાં ખળભળાટ મચી ગયો અને આ નવી રાજનીતિના પક્ષકારમંડળ ઉપર લોહીલોહાણુ હુમલો કરવાની હદ સુધી ઉશ્કેરાઇ ગયેલા હુંગેરીવાસીઓને ડીક મહા-મહેનતે રોકી શકયો. એણે પુકાર્યું કે “ શાંતિ ધરો ! ડાયેટની બેઠક મળે ત્યાં સુધી સબૂરી પકડો ! એક પણ ખોટું પગલું ભરતાં જ આપણે માર્યા જશું. ”

મહારાજાનો આદેશ આવી પહોંચ્યો ને પાર્લામેન્ટની નવી વરણી થઇ. પેસ્થ નગરી તરફથી ડીક પોતે જ ચુંટાયો. કુલ ત્રણ સો ચુંટાયેલા પ્રતિનિધિઓમાંથી બસો ને સીતેર તો આસ્ટ્રીયાના કટ્ટર વિરોધીઓ આવ્યા. તેઓ પોતાના જૂના બંધારણ પર એટલા બધા મક્કમ રહ્યા કે “ બ્યુડાના કિલ્લામાં અમે પાર્લામેન્ટ નહિ જ ભરીએ : ૧૮૪૮ ના બંધારણમાં પેસ્થ નગરી જ નક્કી થયેલ હોવાથી કાં તો પેસ્થમાં જ મળીશું, નહિતર મળવું જ નથી. ”

કોઇ પણ પ્રકારે હુંગેરીયનો ૧૮૪૮ ના ધારાધોરણથી રંચ માત્ર પણ વિચલિત થાય ! એ માટે આસ્ટ્રીયાવાસીઓએ ઘણા યત્નો કરી જોયા, પણ તે ફોગટ ગયા. ઇ. સ. ૧૮૬૧ના એપ્રીલ માસની છઠ્ઠી તારીખે પેસ્થ નગરીના સભાગૃહમાં સ્વદેશી પોશાક ધારણ કરીને સમસ્ત પ્રતિનિધિઓ દાખલ થયા. અને પોતાનો સુવિખ્યાત દેશબાંધવ કાઉન્ટ બેથેન્યી ઇ. સ. ૧૮૪૯ની અંદર આસ્ટ્રીયન જલ્લાદોની બંદૂક વડે વીંધાતી વેળા જે શબ્દો બોલીને પડયો હતો, તે જ પવિત્ર શબ્દોનો સંયુક્ત ઉચ્ચાર એ ત્રણ સો પ્રતિનિધિઓના કંઠ-માંથી ગાજી ઉઠયો કે

Eljen a haza !
my country for ever !
અમર રહો મારો પિતૃદેશ !

સભાગૃહની દિવાલો એ પ્રચંડ ઘોષણાથી કાંપી ઉઠી.

પછી પાદશાહી કમીશનરે મહારાજા જોસેફનો સંદેશો વાંચવાનું શરૂ કર્યું. સંદેશામાં લખ્યું હતું કે "આસ્ટ્રીયા હુંગેરી વચ્ચે અવિશ્વાસ અને ગેરસમજ વ્યાપ્યાં છે. તેને બદલે ઐક્ય અને મહોબ્બત સ્થાપવાના મારા મનોરથ છે. એટલા માટે હું હુંગેરીયન પાર્લામેન્ટને વીયેનાની અંદર આપણાં સર્વ પેટા રાજ્યોની સંયુક્ત પાદશાહી પાર્લામેન્ટમાં પોતાના પ્રતિનિધિઓ મોકલવા નિમંત્રણ દઉં છું. વગેરે વગેરે"

જેમ જેમ એ નાદાન સંદેશો વંચાતો ગયો તેમ તેમ સભાગૃહનું છાપરૂં પ્રતિનિધિઓના તિરસ્કારયુક્ત અટ્ટહાસ વડે ફાટ! ફાટ! થવા લાગ્યું. પણ ડીકે તેઓને શાંત કર્યા.

ડીક ઉભો થયો. ગૌરવાન્વિત વાણીમાં એણે સંભળાવ્યું કે "પ્રતિનિધિ બાંધવો! મહારાજાની મતલબ એવી દિસે છે કે આપણે સહુએ આપણા માટે તેમજ આપણી સંતતિ માટે કાયદા ઘડવાનો અધિકાર એક પરદેશી નગરમાં મળેલી પરદેશી પાર્લામેન્ટના હાથમાં સોંપી દેવો! બોલો, આપનામાંથી કોને આ પ્રસ્તાવ મંજૂર છે?"

"કોઇને નહિ!" એક સામટી હાકલ પડી.

"બરાબર છે, કોઇને નહિ! તો ચાલો, આપણે એવો બેવકૂફ પ્રસ્તાવ પેશ કરનારને, આપણા પ્રજાકીય ગૌરવને છાજે તેવો પ્રત્યુત્તર પાઠવીએ."

એ પ્રત્યુત્તર ડીકે ઘડયો અને ડાયેટે મંજૂર કર્યો. એ મહાન ખરીતાની અંદર પ્રત્યેક પંક્તિએ પંક્તિએ મરદાનગી, સ્વદેશાભિમાન અને દ્રઢતાની ભભક છૂટે છે. કેવળ મહારાજા જોસેફની જ નહિ, પણ સારા જગતની જાણ માટે ડીકે એ ખરીતામાં હુંગેરીનો પક્ષ રજૂ કરી દીધો છે. સદીઓ થયાં સ્વાધીનતાનું પયપાન કરનારી વીર-પ્રજા પર

આસ્ટ્રીયાએ ગુજારેલા અત્યાચારોનો ઇતિહાસ : હુંગેરીના સ્વતંત્ર રાજશાસનનો ઐતિહાસિક વિકાસ : કોઇ પણ પરસત્તાને હુંગેરીના વહીવટમાં દરમ્યાનગીરી કરવાના અધિકારનો મક્કમ ઇન્કાર : શાહી પાર્લામેન્ટના છલભર્યા પ્રસ્તાવનો સ્પષ્ટ અસ્વીકાર : એ વગેરે વાતોને ગૌરવમય વાણીમાં ગૂંથી આખરે આ ખરીતો ભાખે છે કે

"રાજા જોસેફ ! તારે હુંગેરીના રાજા થવું છે ? તો બહુ સારૂં. પ્રથમ અમારા બંધારણને ગેરકાયદેસર લટકાવી રાખવાનું બંધ કર : એટલે પછી અમે તારા રાજ્યાભિષેકની વ્યવસ્થા કરીએ. હુંગેરીનો રાજા, રાજ્યારોહણની વિધિ થકી જ કાયદેસર રાજા બની શકે છે. પરંતુ એ રાજ્યારોહણને માટે કાયદાએ ઠરાવેલી તમામ શર્તોનું પરિપાલન તારે માટે અનિવાર્ય છે. એ શર્તો આ પ્રમાણે છે :

૧ અમારા બંધારણપૂર્વકના સ્વાતંત્ર્યનું સંરક્ષણ.

૨ અમારી ડાયેટની સંપૂર્ણ સ્વાધીનતા.

૩ અમારા મૂળ કાયદાઓની પૂરેપૂરી સોંપણી.

૪ અમારા પ્રતિનિધિત્વપૂર્વકના રાજશાસનની પુનઃસ્થાપના.

૫ એકહથ્થુ રાજસત્તાના એકેએક અવશેષોનો અંત.

સમાધાની-બલ્કે સમાધાનીની વાટાઘાટ માટે પણ પ્રથમ આટલી શર્તો પૂર્ણ કરવાનું તારે માટે બાકી રહે છે.

આવો સળગતો ખરીતો લઇને પેસ્થ નગરીનો રાજદૂત તા. ૫મી જુલાઇના રોજ વીયેના જવા ઉપડયો, અને બે જ દિવસ બાદ આખી દુનિયાને એની ખબર પડી ગઈ. વીયેનાનાં વર્તમાનપત્રો રોષથી રાતાં પીળાં બની ભભૂકી ઉઠયાં. અને પૃશીયા તથા આસ્ટ્રીયા વચ્ચે યુદ્ધ સળગવાની આતુરતા ભેર વાટ જોનારૂં, પૃશીયાના વધતા જતા વ્યાપારને ન સહી શકનારૂં ઇંગ્લાંડ પણ એ યુદ્ધને વિલંબમાં નાખનાર આ હુંગેરીના વલણથી છેડાઇને પોતાના દિલની વરાળો

કાઢવા લાગ્યું કે 'આ ડીક પ્રજાસત્તાકનો જ ભયંકર પૂજારી છે. આસ્ટ્રીયાની આટલી દિલાવર માગણીને પણ એ ક્રાંતિખોર લાત મારી રહ્યો છે. એની પેરવી તો હુંગેરીને આસ્ટ્રીયાથી છેક જ છૂટું પાડી નાખવાની છે. એના કહેવા પ્રમાણે થશે તો તો બાર માસ પણ આસ્ટ્રીયા અને હુંગેરીનું મજમુ ગાડું નહિ ચાલે."

"અરે બાર માસ શું!" બીજો અંગ્રેજ બોલ્યો, "છ માસમાં જ હુંગેરી ચગદાઇ જશે."

પરંતુ ડીકે તો વીયેનાની અને લંડનની, બન્નેની શીખામણ માનવા ના પાડી; અને એ ખરીતાનો શો જવાબ મહારાજા જોસેફ પાસેથી મળે છે તેની જ રાહ જોતો એ બેઠો.

જુલાઇ માસની ૨૧મી તારીખે એ જવાબ લખાઇ આવ્યો: એમાં એવી મતલબનું લખ્યું હતું કે "મારા વફાદાર પ્રજાજનો! તમે બેવકૂફ કાં બનો? તમે તો ફક્ત હુંગેરીના જ કરવેરા ને રાજવહીવટ નક્કી કરવાનો હક્ક માગો છો, તેને બદલે હું તો તમને વીયેનાની પાર્લામેન્ટમાં બોલાવી સારા સામ્રાજ્યનું હિત નક્કી કરવાનું નિમંત્રણ આપું છું. તમારા સાંકડા સ્વદેશાભિમાનમાંથી નીકળીને તમે મહારાજ્યનું પ્રજાત્વ ખીલાવો. વિચાર કરો, કે એક નાનકડા પ્રાંતના વતની થવા કરતાં મહારાજ્યના નગરજન થવામાં કેટલી મહત્તા રહી છે! ઉપરાંત, તમારો કાયદો, તમારો ઇતિહાસ, ને તમારી હકીકતો, તમામ તદ્દન જૂઠાં છે. હુંગેરી તો આસ્ટ્રીયાના જ કબ્જામાં છે. પ્રભુ અને કુદરત, બન્નેનું નિર્માણ જ એવું છે. માટે જલ્દી વીયેનાની મહારાજ્યસભામાં તમારા પ્રતિનિધિઓને ચુંટી મોકલો! અને અમારી મહેરબાની પર વિશ્વાસ રાખો!"

હુંગેરીયન પ્રતિનિધિઓની કોપ-જ્વાળાઓ વચ્ચે આ પ્રત્યુત્તર વંચાયો. અને એ ઉશ્કેરાટને અંકુશમાં રાખી ડીકે ફરીવાર બીજો ખરીતો લખ્યો. શાંતિપૂર્વક એણે આસ્ટ્રીયાના

આધિપત્યનો એકેએક દાવો તપાસ્યો. અને દલીલો આપી ચુંથી નાખ્યો. રાજાને અને એના પ્રધાનોને કાયદાના દ્રોહીઓ, શાસનના બળવાખોરો કહી ઓળખાવ્યા. અને હુંગેરીની સંપૂર્ણ સ્વાધીનતાનો મક્કમ પડકાર દીધો.

૧૨મી ઓગસ્ટે બીજો ખરીતો રવાના થયો. અને ૨૧મી ઓગસ્ટે એના ઉત્તરમાં મહારાજા જોસેફે 'ડાયેટ'ને બરતરફ કરવાનો આદેશ લખ્યો.

પ્રતિનિધિઓએ રાજાના આ આદેશને ગેરકાયદેસર ઠરાવી, ગંભીર સવારી કાઢી, સભાગૃહ તરફ કૂચ કરી. સભાગૃહના દરવાજા પર આસ્ટ્રીયન સૈન્ય ચોકીપહેરો દેતું હતું. સભાસદોને એ સૈનિકોએ સંગીનની અણી વડે પાછા કાઢ્યા.

ડીક દરવાજેથી પાછો વળ્યો. પોતાની હોકલી સળગાવી. અને ધુમાડાના ગોટા કાઢતો કાઢતો એ પોતાની હોટેલ તરફ ચાલ્યો ગયો. જઇને બાજી ખેલાતી હતી તેમાં બેસી ગયો. જાણે આજે કાંઈ જ બન્યું નથી. એના મુખ પર ઉદાસીની જરા જેટલી યે છાયા નથી. પ્રશાંત મુખમુદ્રા રાખીને એ નવ નાઘેલીયાની રમતમાં મશગૂલ બન્યો.

હોટેલવાળાએ પૂછ્યું કે " ડીક ભાઇ ! આજે આ બધી શી ગડબડ બની ગઇ ? "

દડાને પહેલે જ ઘાયે નવે લાકડીઓને ઉડાવી દઇ, દહેરથી ડીકે ઉત્તર દીધો,

" અરે યાર ! કાંઈ નહિ; કાંઇ જ નહિ; એ તો આસ્ટ્રીયાએ આપણી સામે લડાઇ જાહેર કરી છે ! "





# દમન-દોરની નિષ્ફલતા



પાર્લામેન્ટને વિખેરી નાખ્યા પછી હવે પરગણાં-સભાઓની ગરદન પકડવાનો વારો આવ્યો. પેસ્થ-નગરની પરગણા-સભાએ પાર્લામેન્ટના આ ગેરકાયદેસર રૂંધન સામે અવાજ ઉઠાવ્યો, એટલે બેવડા રોષાવેશથી રાજાજીનો હુકમ છૂટ્યો કે "પેસ્થની પરગણા-સભાને પણ તાળું લગાવો."

પાદશાહી હુકમનો અનાદર કરીને પરગણા-સભા તો પોતાની બેઠકો ભરતી જ રહી. પછી એના સભાગૃહને દરવાજે આસ્ટ્રીયન સૈનાના ઉઘાડી તલવારે પહેરા મંડાયા. પ્રતિનિધિઓને બાવડાં પકડી પકડી સૈનિકોએ બહાર ધકેલ્યા, એટલે તમામ પ્રતિનિધિઓને આ લશ્કરી દોરની પામરતા દાખવવા માટે રસ્તા પર નીકળતાં જ

eljin a Magyar Huza!

એવા ગગનભેદી નાદ ગજાવ્યા. અને તેની સામે

" Eljin a Magyar Huza! "

" અમર હો મારો પિતૃદેશ! "

એવી પ્રતિઘોષણા કરતી પ્રજાજનોની મેદનીએ હુંગેરીનું રાષ્ટ્રગીત ગાતાં ગાતાં પ્રતિનિધિઓને પોતાના ખભાં પર બેસારીને સવારી કાઢી. પોતાના મકાનની બારી પર બેસીને પરગણા-સભાના પ્રમુખે વ્યાખ્યાન દીધું કે "આપણને બળજોરીથી વિખેરી નાખ્યા ભલે, પરંતુ બલાત્કાર આપણને કદી પણ ડારી નહિ શકે. આપણા ઇન્સાફ અને કાયદાની ગરદન ઉડાવ્યા પછી આ આસ્ટ્રીયનો આપણને કહેવા આવે છે કે 'તમારામાં રાજભક્તિ નથી!' રાજભક્તિની વાતો કરવી હોય તો પ્રથમ આપણા ચોરેલા હક્કો પાછા આપી જાય. એ ન આપે ત્યાં સુધી તો મારા બંધુજનો, આપણે તેઓને આપણાથી બની શકે તેટલો કંટાળો આપ્યા જ કરવાનો છે. છો ને આજ લશ્કરે આપણને સભાગૃહોમાંથી વિખેર્યા, પરંતુ આપણો તો એક જ જવાબ છે કે પાદશાહ આપણા જુસ્સાને તો નહિ જ વિખેરી શકે; હુંગેરી માતાને આસ્ટ્રીયાનું પરગણું તો નહિ જ બનાવી શકે. અમર રહો હુંગેરી! હુંગેરીયનોને માટે જ હુંગેરી!"

દેશભરની એકેએક પરગણા-સભા પેસ્થ-સભાનું જ અનુસરણ કરતી કરતી એ જ હાલ હવાલને પામી. અને એનો વહીવટ કરવા આસ્ટ્રીયનોનાં ટોળાં ઉતર્યાં. હુંગેરીનાં વહીવટકર્તાઓએ આસ્ટ્રીયનોને વહીવટ સુપ્રત કરવાની જ ના પાડી, અને થોડો સમય તો દેશમાં અરાજકતા જ પ્રવર્તી રહી. મહારાજાએ પાલ્ફી નામના એક ખુનીને લશ્કરી સૂબો બનાવીને હુંગેરી પર બેસાડયો. એ ભાઇએ આવીને જાહેરાત કરી કે "હું તો માયાળુ મિત્ર બનીને-રહુમદિલ પ્રતિનિધિ બનીને આવું છું."

હુંગેરીયન વર્તમાનપત્રે વળતી જ પ્રભાતે લખ્યું કે "જોઇ લેજો આ માયાળુ મિત્રને! જોઈ લેજો આ રહુમદિલ રાજપ્રતિનિધિને! જોઇ લેજો ન જોયો હોય તો!"

પાદરીએ એ પત્રને બંધ કરાવ્યું, અને પ્રજાને જણાવ્યું કે "મહારાજા પ્રતિ જેટલા વફાદાર રહેશો, તેટલા પ્રમાણમાં જ સુખી થશો. આથી ઉલટો ઉપદેશ દેનાર રાજદ્રોહી ને ધર્મદ્રોહી લેખાશે"

આના જવાબમાં હુંગેરીયનોએ "આસ્ટ્રીયન ચોટ્ટાઓ" નામનું એક રમૂજી રાષ્ટ્રગીત લખ્યું. ગીત બહુ જ લોકપ્રિય થઇ પડ્યું. એક દિવસ પાદરીએ પોતાના સરકારી બેન્ડની અંદર એ ગીતના સૂરો ગવાતા સાંભળ્યા. રોષથી એણે ફરમાવ્યું કે "આ રાજદ્રોહી સૂરો ફરી ન બજાવતા!"

"નામદાર!" બેન્ડમાસ્તર બોલ્યો, "એ સૂર નવા નથી. એ તો ઘણા ઘણા જૂના છે!"

પરંતુ રાજા પ્રજાના આ ઉગ્ર યુદ્ધની નાજૂક ઘડી તો હજુ હવે જ આવી પહોંચી. જો પ્રજા જરા જેટલી પણ હિંસાને માર્ગે ઉતરી જશે તો વિનાશના ગર્તમાં જ ગબડી પડશે એવી નિરંતર ફિકર કરી રહેલો પ્રવીણ રાજનીતિજ્ઞ ડીક પોતાની બે હજાર જેવી બે આંખોને દશે દિશામાં માંડી માંડીને બારીક ચોકી કરી રહ્યો છે. એણે લોકોને ટુંકા જ બોલોમાં સંભળાવી દીધું કે "એક શસ્ત્રહીન પ્રજાને સશસ્ત્ર સત્તા સામે ટક્કર ઝીલવા માટે અહિંસા એ એક જ નક્કર સ્થાન છે. માટે કદાચ સહન કરવું પડે તો પૂર્ણ ગૌરવભેર સહી લેજો. પણ હાથ ન ઉગામશો."

એટલું જ કહીને ડીક તો સ્વસ્થ ચિત્તે લ્હેર કરતો, હોકલીના ધુમાડા સાથે રમતો આદરતો, બજારોમાં આંટા મારવા લાગ્યો, ને રાત્રિયે વ્યૂહ–રચના ગોઠવતો રહ્યો. એણે જોયું કે સત્યાગ્રહ આચરવાનો એનો આદેશ પ્રજા આબાદ

પાળતી થઇ છે. આસ્ટ્રીયાથી વસૂલાતી અધિકારી કરવેરાની વસૂલાત કરવા આવ્યો. લોકોએ ન તેને માર્યો કે રંજાડયો. ફક્ત એટલો જ જવાબ દીધો કે "તું ગેરકાયદેસર આવેલ છે. તને કર નહિ દઇએ."

અધિકારીએ પોલીસ બોલાવીને કર ન ભરનારની ઘરવખરી જપ્ત કરાવી. એની હરરાજી કરવા માટે મપારા બોલાવ્યા. હુંગેરીયન મપારાઓએ હરરાજી કરી દેવાની જ ના પાડી. છેક આસ્ટ્રીયાથી મપારાઓ આણવા પડયા. પરંતુ તે લોકોએ જોયું કે માલની માગણી કરનારાઓને પણ આસ્ટ્રીયાથી જ આણવા પડશે! એ હરરાજીમાં એક પણ હુંગેરીયન ઉભો રહે તેવું નથી. અને થોડા જ વખતમાં માલુમ પડ્યું કે કરવેરાની ઉઘરાણી પતવાને બદલે તો ઉઘરાવવાનું ખર્ચ જ માથે પડે છે.

લોકોની આવી મક્કમતાને તોડવા માટે આદેશ છૂટયો કે ઘરવખરીઓ ઉપર સૈનિકોના ચોકી પહેરા રાખવા. લોકોએ કશો જ વિરોધ ન ઉઠાવ્યો. પરંતુ ટુંક વખતમાં એ સૈનિકોને જ કડવો અનુભવ થઈ ગયો કે પોતાને ધિક્કારનાર પ્રજાજનોના ઘરમાં વસવું એ કેવું દુઃખદાયક છે. સૈનિકોએ આ નોકરી બજાવવાની ચોકખી ના સંભળાવી દીધી. અને બીજી બાજુ હુંગેરીયનોને પણ આસ્ટ્રીયન સૈનિકોના આ ગાઢ સમાગમની અંદરથી લશ્કરી જીવનની અધમતાનું દર્શન થતાં, તેઓએ નિશ્ચય કર્યો કે આસ્ટ્રીયન સૈન્યમાં પોતાના છોકરાને દાખલ કરાવવા એ માતૃભૂમિનો મહાદ્રોહ જ છે. આ નિશ્ચયનું પરિપાલન સમગ્ર પ્રજાએ કરી બતાવ્યું.

એ પ્રજાપક્ષનો વિજય, જુલમગાર સત્તાના બીજા એ વધુ હાસ્યજનક પરાજયને લીધે ઔર ઉજ્જ્વલ બની ગયો. આખા યુરોપની આંખો આસ્ટ્રીયાના આ ગૃહ-કલહ ઉપર એટલી તો આતૂરતાથી મંડાઇ ગઇ હતી કે, જ્યારે આસ્ટ્રીયાની પેલી 'શાહી પાર્લામેન્ટ' મળી, અને તેમાં હુંગેરીનો

એક પણ પ્રતિનિધિ ન ડોકાયો, ત્યારે પ્રૃશીયાનાં વર્તમાન-પત્રોએ એવું તો ટીખળ કર્યું કે એ પાર્લામેન્ટ સમગ્ર યુરોપમાં હાંસીનું પાત્ર બની ગઈ.

એ રીતે હંગેરીયન પાર્લામેન્ટના રૂંધન પછી ફક્ત આઠ જ મહિનાની અંદર એક પણ સામો ઘા કર્યા વગર હંગેરીએ પોતાના જુલ્મગારને આખા યુરોપની હાંસી વ્હોરી લેવા જેવી હાલતમાં મૂકી દીધું.

પ્રધાન ફ્મરલીંગ બોલ્યો કે "આસ્ટ્રીયા સબૂરી રાખી શકે છે—ને આખરે વિજય મેળવી શકે છે."

"સબૂરી!" ડીકે જવાબ દીધો, "ફિકર નહિ; આસ્ટ્રીયાની સબૂરી અમારા કરતાં અરધી પણ નથી ટકવાની. કશી ફિકર નહિ!"





# ફેસલામણાંની નિષ્ફલતા



'કાયદાના સવિનય ભંગ' વાળી હુંગેરીયન યુદ્ધ-નીતિ સામે આસ્ટ્રીયાએ સત્તા બલનું આખરી શસ્ત્ર પણ વાપરી કાઢ્યું. એણે 'exclusive trading' ગેરકાદેસર જાહેર કરવાનો રાજ-આદેશ સંભળાવ્યો. પણ હુંગેરીયનોએ તો સજાના કશા ભય વગર એ આદેશનો તિરસ્કાર કરી પોતાની રીતિ ચાલુ જ રાખી. પરિણામે હુંગેરીનાં કેદખાનાં હજારો ગુન્હેગારોથી ઉભરાવા લાગ્યાં. થોડા મહિનાની અંદર જ આસ્ટ્રીયાને માલુમ પડ્યું કે કેદખાનાં ભરવાની રાજનીતિ તો એળે જ ગઇ છે.

મહારાજાને વિચાર ઉપડ્યા : આ હુંગેરીયનો અતિ ઉર્મિલ અને દિલાવર લોકો છે, ચાલ, હું રહેમદિલીની રાજ-નીતિ અજમાવી જોઉં."

રહેમદિલીના એ અખતરામાં પ્રથમ પગલે મહારાજાએ રાજદ્વારી કેદીઓને 'બાદશાહી માફી'ની બક્ષીસ કરી. પણ

લાત મારીને પછી ફુંક મારનાર એ રાજા પ્રતિ હુંગેરીયનોએ કશો જ અહેશાનનો ઉમળકો ન બતાવ્યો.

બીજે પગલે મહારાજાએ બ્યુડા અને પેસ્થ નગરની વચ્ચે ડાન્યૂબ નદી ઉપર મોંઘા મૂલનો સેતુ બંધાવી દીધો— તે પણ એ પરગણાની જ કોથળીમાંથી! એટલે પ્રજાને એનાં ગીતો ગાવાની કશીએ ચાનક ન ચડી.

ત્રીજે પગલે મહારાજાએ હુંગેરીના રાષ્ટ્રીય સંગ્રહસ્થાનને તેમજ પેસ્થ નગરની રાષ્ટ્રીય રંગભૂમિને મોટી રકમો એનાયત કરી તે પણ હુંગેરીની થેલીમાંથી!

આ બધી સખાવતોના બદલામાં હુંગેરીયનોએ શું કર્યું? ''આસ્ટ્રીયન ચોટ્ટાઓ'' નામના રમૂજી ગીતમાં એક નવી કડીનો ઉમેરો કર્યો.

દરમીઆન પાર્લામેન્ટના પ્રતિનિધિઓ પણ હાથ જોડીને બેઠા ન રહેતાં, દેશોદયના રચનાત્મક કામે જ લાગી ગયા હતા. તેઓ પાર્લામેન્ટના મકાનમાં ન મળી શકતા, તો ખેતીવાડી મંડળ રૂપે, હુન્નર ઉદ્યોગની સંસ્થા રૂપે, પુરાતત્વ અને સાહિત્ય મંદિર રૂપે એકઠા મળી, દેશોદ્ધારની દસે દિશામાં ચણતર કામ ચલાવી રહ્યા હતા અને તેઓની પાસે કાયદાની કશી સત્તા ન હોવા છતાં, પ્રજાને મન તો તેઓના ઉપર લખ્યા પ્રત્યેક મંડળના ઠરાવો રોજ કડક કાયદા સમાન થઈ પડ્યા. આખી યે પ્રજા એના નિર્ણયોને અનુસરી રહી હતી. બીજી બાજુ એક પછી એક હુંગેરીયન દેશાવરમાં નીકળી પડી અન્ય પ્રજાઓની દિલસોજી જગાવી રહ્યો હતો. કોઈ હુંગેરીયન બનાવટની વસ્તુઓનાં નિકાસક્ષેત્રો શોધે છે, તો કોઇ યુરોપી વર્તમાનપત્રોને સાચી પરિસ્થિતિથી વાકેફ કરી હુંગેરીના પક્ષમાં કલમ ચલાવરાવી શકે છે. ઘર આગળનાં જે વર્તમાનપત્રોને દબાવવામાં આવ્યાં છે, તેઓનાં છાપખાનાંઓ પણ નવરાં ન બેસી રહેતાં તાબડતોબ ઐતિહાસિક નવલકથાઓ, પ્રજાકીય સાહિત્યની કૃતિઓ

ઈત્યાદિ પ્રજાના પ્રાણમાં નવી ચેતના સીંચનારી વાચન-સામગ્રી પ્રગટ કરવા લાગ્યાં છે, હુંગેરીના અભેદ્ય પાયા ઉંચા ઉપાડવાના કામમાં અકકેક પત્થર મંડાઈ રહ્યો છે.

પોતાની પ્રત્યેક વ્યૂહરચનાનું પાણી થઇ જતું જોઇ રહેલો મહારાજા જોસેફ મુંઝાવા લાગ્યો. ઇ. સ. ૧૮૬૩ ના ભયાનક દુષ્કાળની અંદર હુંગેરીયન પ્રજાને ભૂખમરામાંથી બચાવી લેવાનું જે પ્રચંડ કાર્ય પ્રજાના નેતાઓએ કરી બતાવ્યું, તે જોઇને મહારાજાએ હુંગેરીના પ્રાણને નમાવવાના પોતાના ઈલાજો પર નિઃશ્વાસ નાખ્યો. એણે બીજો પાસો ફગાવ્યો. લસ્ટકેન્ડલ નામના એક ધારાશાસ્ત્રીને બેસારી એવું સિદ્ધ કરાવ્યું કે "કાયદેસર તો હુંગેરીને સ્વાધીનતા હોઈ શકે જ નહિ. એની પોતાની જ સંધિ ને કોલકરારોની રૂઇએ હુંગેરી કેવલ આસ્ટ્રીયાનો પ્રાંત જ પુરવાર થાય છે!"

ફ્રાંસીસ ડીકે હોકલી પીતાં પીતાં એક જ લેખ લખ્યો. અને લસ્ટકેન્ડલની તમામ દલીલોને એણે એ એકજ લેખમાં વિખેરી નાખી.

આ અરસામાં પેલી વીયેનાની 'પાદશાહી પરિષદ્‌માં'થી તો હુંગેરી ઉપરાંત બોહીમીઆ પ્રાંતે પણ બે વર્ષના કડવા અનુભવ પછી પોતાના પ્રતિનિધિઓને પાછા બોલાવી લીધા. એ પાર્લામેન્ટમાં પસાર થતા કોઇ પણ ઠરાવને માન્ય રાખવાની પણ એણે ના સંભળાવી દીધી. બોહીમીઆ અને હુંગેરી જેવા બે અગ્રગણ્ય દેશોએ ત્યજી દીધેલી આ "પાદશાહી પાર્લામેન્ટ" હવે તો ભર યુરોપમાં પૂરેપૂરી ફજેત થવા લાગી.

ડેન્માર્ક દેશ ઉપર ચડાઇ લઇ ગયેલ મહારાજા જોસેફ એ ન્હાનકડી પ્રજા ઉપર પોતાની અધર્મી વાંચ્છનાનાં આદુ વાળીને પાછો આવ્યો, અને હુંગેરીવિહોણું આસ્ટ્રીઆ પ્રતિદિન નીચું પટકાતું એની નજરે પડ્યું. એણે ફરીવાર હુંગેરીનાં મનામણાં માટે મસલતો ચલાવી. હુંગેરીના જવાબ

એક અને એકજ હતો. "અમારી સ્વતંત્રતા સોંપી દો, પછી જ મિત્રતાની મસ્લતો કરીશું!"

પરંતુ હવે તો એ મિત્રતાની તાત્કાલિક જરૂર ઉભી થઇ હતી બહાદૂર મગીયરોની પાણીદાર તલવારો વગર મહારાજાનું મહારાજ્ય રોળાવાની વિકટ ઘડી આવી પહોંચી હતી. કેમકે ડેન્માર્કની લુંટ કરી આવ્યા તેના ભાગલા પાડવામાં પૃશીયા અને આસ્ટ્રીયા, બન્ને તસ્કરોની વચ્ચે તકરાર પડી છે. પૃશીયાના કુટિલ પ્રધાન બીસ્માર્કે એ ડેન્માર્ક પરની સંયુક્ત ચડાઇમાંથી જ નિરખી લીધું છે કે આસ્ટ્રીયાનું લશ્કર અંદરખાનેથી ઘણું કચાશવાળું છે, અને આસ્ટ્રીયાનો ગૃહ-કંકાસ પણ ગંભીર છે! એ સંજોગોના જોર પર બીસ્માર્ક પોતાની સમશેર ખણુખણાવવા લાગ્યો અને આજે આસ્ટ્રીયાને જર્મન પ્રજાસંઘના પ્રમુખપદેથી નીચે પટકી નાખી પૃશીયાને એ તખ્તે ચડાવવાનો લાગ એની આંખોની કીકીઓમાં રમવા લાગ્યો. યુદ્ધની હાકલ પડી.

વીયેનાના રાજપુરૂષોએ ડીકને પૂછાવ્યું, "ભાઇ ડીક! દોસ્તીનાં મૂલ મૂલવીએ. બોલ, બધો હિસાબ ચુકવી દઇએ."

"દોસ્તીનાં મૂલ!" ઇ. સ. ૧૮૬૫ ની અંદર "પેસ્થ નેપોલો" પત્રની કટારોમાં ડીકે લખ્યું, "દોસ્તીનાં મૂલ તો નથી જોઇતાં, પણ અમારૂં પોતાનું જ જે રાજબંધારણ તમે સત્તાને જોરે છીનવી ગયા છો, તે પાછું જોઇએ છે. એ પાછું સોંપો, પછી વિચાર કરીશું કે મહારાજ્યની રક્ષાને માટે અમે અમારા હકોમાંથી રાજી થઇને કેટલુંક જતું કરી શકીશું. ત્યાં સુધી તો 'દોસ્તી'ની વાતો તમારા કે અમારાં મ્હોંમાં ભળતી જ નથી."

વાતો ચાલી કે વીયેનાની રાજનીતિ કંઇક પલટો લઇ રહી છે અને જાહેર થયું કે મહારાજા જોસેફ 'નવો યુગ' પ્રવર્તાવવા માટે પેસ્થમાં પધારે છે. દરમીઆન પૃશીયાને પંપાળી પંપાળી શાંત રાખવાના ભારી પ્રયાસો થઇ રહ્યા હતા.

સ્પષ્ટ જ હતું કે મહારાજા મગીયર પ્રજાને મનાવવા આવે છે. પણ રાજ–રમતની ભાષામાં જાહેર થયું કે "રાજાજી તો ઘોડાદોડની શરતો જોવા પધારે છે !" અને છતાં પણ રાજદ્રોહના કાંટાઓ ઉખેડી નાખવાના ઇરાદાથી, સરકારપક્ષી પત્રોની કટારોમાં લખાવવામાં આવ્યું કે "મહારાજા પોતે તો હુંગેરી પ્રત્યે પ્રેમથી ઉભરાય છે ! અમુક પ્રધાનોની કુટિલ સલાહ ન મળી હોત તો તો મહારાજાએ ક્યારનું યે હુંગેરીમાંથી લશ્કરી રાજ પાછું ખેંચી લઈ સમાધાની કરી દીધી હોત ! માટે પ્રધાનોનાં પાપોને કારણે ડાહ્યા હુંગેરીયનેઃ રાજાજીને અન્યાય નહિ આપે એવી શ્રદ્ધા છે."

આવી પેરવીઓ વડે પોતાનો પંથ સુંવાળો થયો સમજીને મહારાજાએ ૧૮૬૫ના જૂન માસની ૬ ઠ્ઠી તારીખે પ્રભાતે પેસ્થમાં પગ મૂક્યો. લડાયક સૂબા પાલ્ફીની સંગાથે શહેરમાંથી ગાડી ચલાવી. પણ શેરીઓ તો સૂનકાર હતી.

બ્યૂડા નગરમાં જઇને મહારાજાએ ઉતારો કર્યો. ત્યાં થોડાં માણસોએ મળીને એને માનપત્ર દીધું. અને તેના પ્રત્યુત્તરમાં મહારાજાએ હુંગેરીયન ભાષામાં લખેલાં થોડાં વાક્યો વાંચ્યાં. એમાં જણાવ્યું કે "થોડા વખતમાં હુંગેરીયન પાર્લામેન્ટ ખોલવાની મારી ઇચ્છા છે–જો હુંગેરીયનો મહારાજ્યની મદદે ઉભા રહે તો જ ! પછી મહારાજાએ ખેતીવાડીનું પ્રદર્શન જોયું. અને હુંગેરીને આ વર્ષે ઢગલે ઢગલા પાક ઉતરે એવી શુભેચ્છા બતાવી !

દરમીઆન પાલ્ફી સૂબાએ લોકોને સમજાવીને શેરીઓમાં વાવટાના શણગાર સજાવી દીધા હતા. મહારાજાએ ઓચીંતો આ રાજભક્તિનો ઉછાળો દેખીને મુખ મલકાવ્યું. પણ તૂર્તમાં જ મહારાજાએ સમજ પડી કે એ નવી ધજાપતાકાઓ તો 'નીલ–શ્વેત–ને લાલ' એવા હુંગેરીની સ્વાધીનતાના વાવટાના જ શુભ રંગોને ગગનમાં ફરફરાવી રહી હતી. એ રંગો તો રાજદ્રોહના હતા ! રાજ આતિથ્યના નહિ !

પાલ્કીને પોતાની બેવકૂફીનું ભાન થયું. એ કાયમ થયો. પોતાને ગુર્ખ બનાવનાર હુંગેરીયનોને સજ્જતા શી વવા ધસ્યો. પણ મહારાજાએ જ એને વારી રાખ્યો.

મહારાજાએ હુંગેરીયન વિજ્ઞાન-મંદિરને થોડા પા ન્ડોની ભેટ દીધી, ડીકની સાથે મમતાભરી વાતો કર વારંવાર શેરીઓમાં નગર પર્યટન કર્યું, પ્રત્યેક પ્રજાજન સલામ ભરી, અને ૪૮ કલાકના નિવાસ દરમીઆન ત્ર વાર તો એણે "મારા બહાદૂર અને પ્રેમશૂરા હુંગેરીય પ્રજાજનો" વિષે ઉલ્લેખ કર્યો. શરતોમાં પણ મહારા સીગાર પીતા પીતા, પોતાની પાદશાહી ખુરસી છોડીને પ્ર જનોની સાથે છૂટથી બેસીને હળવા ભળવા લાગ્યા. આ આટલી જાળ બિછાવી, પણ હુંગેરીયન માછલાં ન જ લોભા વિદાય લેતી વેળા હુંગેરીયન પ્રજા પર વ્હાલ ઝરતો લખતા ગયા, તેનું પણ કશું પરિણામ નઆવ્યું.

વીએનામાં જઇ, બહાદૂર મગીયરોની મદદ મળવ આશા ત્યજી મહારાજાએ પૃશીયા સાથે સમાધાની કરી નાં પાંચ લાખ પૌંડની નજીવી રકમ રળ્ખી લઇ, પૃશીયાને ડેન્માર્કની આખી યે હુંટના નગદ માલ તેમજ શહેરો સો દીધાં. પૃશીયાએ પ્રસન્નતાનો દેખાવ કર્યો, યુદ્ધની આ ઉતરી ગઇ લાગી, એટલે પછી ફરીવાર આસ્ટ્રીયાએ હું ઉપર માછલાં ધોવાનું શરૂ કરી દીધું.





# ત્રીજી પધરામણી



પરંતુ આસ્ટ્રીયાના નબળા ગ્રહો બેસી ગયા હતા. એ ભક્ષણહારનો પણ ભક્ષ કરવા પૃશીયાનો ભાગ્યવિધાતા બીસ્માર્ક મ્હોં ફાડી રહ્યો હતો. જર્મન રાષ્ટ્રસંઘના સિંહાસન પરથી આસ્ટ્રીયાને નીચે પછાડી પૃશીયાની ત્યાં સ્થાપના કરવી: એટલું જ નહિ પણ સમૂળું જર્મન રાષ્ટ્રસંઘમાંથી જ આસ્ટ્રીયાને રૂખસદ અપાવવી: એ બીસ્માર્કનો નિશ્ચય હતો. એણે થોડા દિવસ પ્રસન્નતા બતાવીને પછી ડેન્માર્કની લુંટનું બાકીનું પરગણું પણ આસ્ટ્રીયા પાસેથી માગવા માંડ્યું. કાં તો હોલસ્ટીન આપો, અથવા તો યુદ્ધનાં નોતરાં સ્વીકારો! એ કહેણ મોકલાઇ ગયું. બીસ્માર્ક ઇટલીની સાથે પણ દોસ્તી કરી બેઠો.

આસ્ટ્રીયાના પગ ધ્રૂજી ઉઠ્યા. એક તરફથી ઇટલી સાથે જોડાયલું જર્મની : ને બીજી બાજુ અસંતોષમાં સળગતાં પોતાનાં બે બંધુ રાજ્યો હુંગેરી ને બોહીમીઆ! વચ્ચે રસ્તો એક જ હતો : ફ્રાંસને પોતાના પક્ષમાં ઉતારવાનો પેચ રચીને આસ્ટ્રીયા નેપોલીઅન પાસે દોડ્યું. પરંતુ એ વાતને તો અતિ મોડું થઇ ગયું હતું: નેપોલીઅનને તો બીસ્માર્ક કયારનો તટસ્થતા ધારણ કરાવી ચાલ્યો ગયો હતો.

આસ્ટ્રીયાના હાથ હેઠા પડ્યા. ફક્ત હુંગેરી જ જો મારો સાથ કરે, તો છેક જર્મનીના પાટનગર બર્લીનનાં દ્વાર ભાંગી નાખીને મારા વીર મગીયરોનાં ભાલાંની અણીઓને અજવાળે રાજા વીલ્હેલ્મ પાસે સુલેહની સહી કરાવી લઉં! પણ બહાદૂર હુંગેરી આજ મારાથી રીસાઇને બેઠું છે! શું કરૂં? એને મનાવવા માટે કાંઇક તો કરવું જ પડશે!"

"જરૂર કાંઇક તો કરવું પડશે!" એવો એના સમયવર્તી રાજપુરૂષોએ પડઘો દીધો.

મહારાજાએ ખરીતો પ્રગટ કર્યો: નિખાલસ શબ્દે લખ્યું કે

૧. હુંગેરીના પ્રતિનિધિઓ વગર નિષ્ફળ ગયેલી બાદશાહી પાર્લામેન્ટ આજથી રદ થાય છે.
૨. બોહીમીઆ, હુંગેરી વગેરે બંધુરાજ્યોને પોતપોતાનો સ્વતંત્ર વહીવટ ચલાવવાના અધિકાર છે.
૩. માટે એ તમામ દેશોની નિરનિરાળી પાર્લામેન્ટો હું પાછી બક્ષું છું.
૪. હુંગેરીની પાર્લામેન્ટ ઉઘાડવા માટે હું પોતે જ પેસ્થમાં આવું છું.

વિચિક્ષણ ડીકે અવાજ દીધો કે "સારી વાત; પરંતુ એ પાર્લામેન્ટ મશ્કરી કરવા માટે નથી આપવાની."

એણે પાર્લામેન્ટના જૂના પ્રતિનિધિઓને આ પાદશાહી ખરીતા પર મસલત ચલાવવા બોલાવ્યા ને તેઓએ સર્વાનુમતે ઠરાવ ઘડ્યો કે

" ઇ. સ. ૧૮૪૮ ના રાજબંધારણની પૂરેપૂરી સોંપણી કરશો તો જ સ્વીકારીશું. જરાયે કમતી નહિ લઇએ. માટે કાયદેસર પટ્ટાભિષેક પામેલા હુંગેરીના રાજાને તથા પ્રજાએ ચુંટેલા હુંગેરીયન પાર્લામેન્ટના પ્રતિનિધિઓને જ જવાબદાર એવા અલાયદા પ્રધાન-મંડળની સ્થાપના કરો."

ડીકની સાવધતાના પાઠ પઢેલા હુંગેરીયનો પામી ગયા હતા કે કદાચ રાજા જોસેફ પ્રૂશીયા સાથેની લડાઇ પૂરતીજ મતલબની રમત રમતો હશે. તેથી આખી પ્રજા વ્હેમભરી નજરે મહારાજાનાં પગરણ નિરખતી ઉભી રહી.

ઇ. સ ૧૮૬૫ : ડીસેમ્બર : ૧૪ : મહારાજાએ પાર્લામેન્ટ ઉઘાડી. પોતે હુંગેરીયન પોશાક પહેરીને પધાર્યા. હુંગેરીયન ભાષામાંજ ભાષણ વાંચ્યું. અને સ્વદેશી લેબ સમાંજ સજ્જ થઇને આવેલા ૩૩૩ પ્રતિનિધિઓ શાંતિથી એ ભાષણ સાંભળી રહ્યા.

અતિ ભભકદાર, ભૂલ ભૂલામણીથી ભરેલું અને પ્રેમછલકતી શૈલીમાં લખાએલું એ ભાષણ હતું. "અન્યોન્ય સમાધાનીનો ભાવ " "મેલછાંડનું મહાન કાર્ય" "હુંગેરીની આબાદાની" ઇત્યાદિ રાજદ્વારી ભાષાનાં છેલો એમાં છંટાયાં હતાં. મહારાજા વાંચતા વાંચતા ત્રાંસી નજરે ડીક સામે જોતા જાય છે, પણ આખર સુધી ડીકના મુખ પરની એક પણ રેખા બદલી નહિ.

ભાષણની સમાપ્તિને સમયે તાળીઓના બુલંદ ગડેડાટો થયા. એ ગડેડાટ છેક વીયેનામાં સંભળાયા. વીયેનાનાં રાજભક્ત વર્તમાનપત્રોએ લખ્યું કે મહારાજાનો પ્રેમ વાણી વડે હુંગેરીયન પ્રજાનાં મન હવે તો માની ગયાં છે! પ્રતિનિધિઓએ ખુલાસો છપાવ્યો કે "અમે તો મહારાજાના ભાષણના મુદ્દાઓથી રોઝાઇને નહિ, પણ હુંગેરીયન ભાષા પર મહારાજાના સરસ કાબુથી પ્રસન્ન થઇને તાળીઓ પાડી હતી!"

મહારાજાના ભાષણ પરથી ભાષા-ભભકની ચાદર ખસેડી લઇ, હુંગેરીયનોએ ભીતરમાં ડોકીયું કરી લીધું. એ ભીતરનો સાર આટલો જ હતો:

૧. તમને ગૃહ-કારભાર માટે પેટા-પાર્લામેન્ટ આપીશું.

૨. મજમુ વહીવટનો વાદો માટે વીયેનાની પાર્લામેન્ટમાં આવજો.

૩. બંધારણ પાછું નહિ મળે

૪. ૧૮૪૮ના કાયદા નહિ સોંપાય.

૫. સુધરાઈની સંસ્થાઓ ફરી નહિ બક્ષી શકાય.

આવી કઠોર હકીકતો ઉપર ભાષાનું ને ભાવનાનું બારીક નકસી કામ કરીને તો મહારાજાએ હાથ જ ધોઇ નાખ્યા હતા. પણ હુંગેરીયનોને ફસાવવાનું સ્હેલ નહેતું રહ્યું. તેઓએ તો મહારાજાના સિંહાસનની ઉપર જ "એક હાથમાં નાગી તલવાર અને બીજા હાથમાં '૧૮૪૮' એ આંકડા કોતરેલી ઢાલ" વાળો માતા હુંગેરીની આકૃતિ લટકાવી દીધી હતી. તેઓએ તો અભિપ્રાય પણ પુકારી નાખ્યો કે "મહારાજા જોસેફ હાથચાલાકીના ખેલો બતાવે છે!"

બ્યૂડામાં રહી મહારાજાએ હુંગેરીયનોનાં દિલ રીઝવવા ભારી મહેનત આદરી. હુંગેરીની બનાવટની ત્રિરંગી નેક-ટાઇ પહેરી. આસ્ટ્રીયન પોલીસની કાળી પોથીમાં જેનાં જેનાં નામો હતાં, તે તમામ દેશસેવકોને જમવા નોતર્યા. પણ ઉપરા ઉપરી એટલાં બધાં જમણ દીધાં કે મહારાજાને પોતાને જ બદહજમી થઇ ગઇ! એટલી બધી આતશબાજી ચાલી કે પછી તો લોકોને એ જોવા જવાનો રસ જ ન રહ્યો. લોકો તો "આસ્ટ્રીયન ચોટ્ટાઓ"નું ગીત ગાતા જ રહ્યા.

"૧૮૪૮ના રાજબંધારણથી એક શબ્દ પણ ઓછો નહિ!" એટલો જવાબ પાર્લામેન્ટે મહારાજાને મોકલાવી પણ દીધો. અને એ જવાબમાં છેવટનું વાક્ય શું હતું?

"હુંગેરીને જ્યાં સુધી આ હકકો નહિ મળે, ત્યાં સુધી રાજા જાસેફ અમારો શત્રુ જ રહેશે."

હાથ ઘસતા : મહારાજ ચાલતા થયા. સ્ટેશન પર એક પણ ટોપી ઊંચી ન થઇ, એક પણ વિદાય-ધ્વનિ ન સંભળાયો.

હુંગેરી તો જાણે પોતાનું બંધારણ કદ રદ થયું જ નથી એવું સમજીને વહીવટ ચલાવવા લાગ્યું છે. અને બીજી બાજુ બીસ્માર્કની તલવાર અરધે સુધી ખેંચાઇ ગઇ છે. ફરીવાર રાજા જોસેફે પોતાનાં વચન ગળીને ડીક સાથે વાટાઘાટ ચલાવી. ડીકનો જવાબ ટુંકો જ હતો : “હુંગેરી અન્ય કોઇ પણ મુદ્દા પર વિચાર કરી શકે તે પહેલાં એનું બંધારણ પાછું મળવું જ જોઇએ.”

ડીકના મ્હોંમાંથી એ શબ્દો સર્યા, ને બીસ્માર્કની તોપોનાં ડાચાંમાંથી ગોળા વછૂટયા. સને ૧૮૬૬ : જુન : તારીખ ૧૮મીએ યુદ્ધનાં મુહૂર્ત થઈ ચૂકયાં.





# છેલ્લો શબ્દ



વીયેનાના રાજમહેલની એક ઓરડીમાં મધરાતે ઝાંખો દીવો બળે છે. તમામ બીજા પહોરની ગુલાબી નિદ્રામાં પડ્યાં છે. જાગે છે ફક્ત બે જ મનુષ્યો : બન્ને મર્દો : બન્ને ગુચ્છાદાર મૂછો વડે સાવ સરખા દેખાતા : બન્નેના ચહેરા મહોરા દમામભરપૂર અને આંખો ઉજાસ મારતી : એક જ પાંજરામાં જાણે બે સિંહ પૂરાયા છે.

પણ એકના શરીર ઉપર રાજલક્ષ્મીની કરમાયલી કાન્તિ છવાયલી છે, ને બીજાના દેહમાંથી કો' ભેખધારીને છાજે તેવો બેપરવાઈનો [illegible] છે : [illegible] [illegible] છે, [illegible] [illegible] છે, [illegible] છે : [illegible]

# હુંગેરીનો તારણહાર



ફ્રાન્સીસ ડીક

બીજાના વદન પર તો મૃત્યુને પણ ભેટતાં વાર ન લગાડે તેવી સમાધિસ્થ પ્રસન્નતા, નિર્ભયતા, કડકાઇની રેખાઓ પ્રકાશી રહી છે.

એક ઑસ્ટ્રીયાના મહારાજ્યનો અધીશ્વર મહારાજા જોસેફ છે, ને બીજો હુંગેરીની પરાધીન પ્રજાનો પ્રાણેશ્વર રંક ફ્રાન્સીસ ડીક છે. આપખુદી અને ઇશ્વરી સત્તામદની વિકરાલ ત્રાડે વડે લાખો મનુષ્યોને પામર બનાવી થરથરાવી નાખનારા એ મહારાજાના મ્હોંમાંથી, પોતાના પ્રાંત તુલ્ય પરાધીન દેશના એક શસ્ત્રહીન સાધનહીન પ્રજાજન સમક્ષ આજ અર્ધરાત્રિએ દયામણી ભિક્ષુક-વાણી વહે છે કે,

"ઓ ડીક! છટલોમાં આપણું લશ્કર નારાજ થયું, આડ્રીઆટીકનાં પાણી ઉપર ઇટલીની મનવારો આવી ગઇ, સેડોવાના યુદ્ધમાં મારા હજારો રણશૂરાઓએ પૃશીયનોની તલવારોને લોહી પીવડાવ્યું, એલ્બે નદીને પહેલે પાર આપણા ચાલીસ હજાર યોદ્ધાઓ અને એક સો સાઠ તોપો ગિરફતાર થઇને રોકાઇ ગયા, બોહીમીઆના ખુટામણને પ્રતાપે પૃશીયન સેના અત્યારે પ્રાગ નગરીની સરહદ ઉપર શસ્ત્રો ચમકાવે છે, અને પ્રાગથી વીએના હવે વધુ દૂર નથી. ઇટલીને તો મેં વેનીસ નગર આપી દઇને સુલેહ કરાવ્યો છે. પણ ઓ ડીક! પૃશીયન સેનાનાં પ્રલય-પૂર સામે હું શું કરૂં? મને રસ્તો દેખાડ!"

ગભરાએલા શહેનશાહના મુખમાંથી એક જ શ્વાસે ધસી આવેલા આટલા લંબાણભર્યા ઉદ્ગારોનો એક ટૂંકો, નિર્ભય ને દયાહીન ઉત્તર વાળતાં ડીકે ઉચ્ચાર્યું "નામદાર! સુલેહ કરી લો, ને હુંગેરીને એના હક્કો સોંપી દો!"

એ ઉત્તર ઇતિહાસમાં નોંધાયો છે. મહારાજે ફરી વાર પૂછ્યું "હું જો હુંગેરીને એનું રાજ બંધારણ સુપ્રત કરૂં તો શું હુંગેરીયનો મને યુદ્ધમાં સાથ દેશે?"

મગીયર જાતિના સમર્થ વારસદારે પ્રત્યુત્તરમાં માત્ર એક જ શબ્દ ઉચ્ચાર્યો કે "નહિ !"

હુંગેરીની સ્વાધીનતા બજારૂ વેચાણની વા ખરીદીની વસ્તુ નહોતી; આસ્ટ્રીયન શહેનશાહની દુકાનેથી, પોતાનાં દેશબાંધવોનાં શોણિત બિન્દુઓ ગણી આપીને જોખાવી લેવાની એ શાકભાજી નહોતી. અર્ધી રાતે શત્રુના રાજમહેલની એકાંત-ઓરડીની અંદર આવા પ્રત્યુત્તર આપી પોતે પોતાના મોતને નિમંત્રણ દઇ રહ્યો છે એની ડીકને પાકી ખબર હતી. પરંતુ મૃત્યુની સન્મુખ ખડા થતાં વેળાએ પણ સ્વદેશ પ્રત્યે વિશ્વાસઘાત અથવા તો પ્રાણુરક્ષણને માટે સુકોમળ અસત્યોચ્ચાર આચરતાં ડીકને આવડતું નહોતું.

હતાશ શહેનશાહ ગમગીન હૈયે મ્હોં ફેરવીને બેસી ગયો. અને શહેનશાહની પીઠ પોતાની બાજુએ ફરતાં જ સ્વમાની ડીક પણ સલામ કરી ચાલી નીકળ્યો. પોતાનાં તકદીરની ચાવી ડીકને સુપ્રત કરીને પોઢી ગયેલ હુંગેરીયન પ્રજા પ્રભાતે જ્યારે જાગી ત્યારે મધરાતના પહોરે વીયેનાની રાજ-અટારીમાં બની ગયેલા અવિસ્મરણીય ઇતિહાસની એને જાણ થઇ. એ પ્રભાતે હુંગેરીની ભૂમ પર એવું એક પણ માનવી નહિ હોય કે જેનાં નેત્રો આ નરશાર્દુલની મહત્તા પર ધન્યવદનો અભિષેક છાંટ્યા વગર રહ્યાં હોય.

ડીકને રવાના થયાં હજુ બે પહોર તો પૂરા નહિ વીત્યા હોય, ત્યાં મહારાજા જોસેફ તરફથી વર્ષોનાં વર્ષો સુધી ચગદાયેલી ને ઠગાયેલી હુંગેરીયન પ્રજા ઉપર નીચે પ્રમાણે આજીજીનો પત્ર મળ્યો :

'મારા વફાદાર હુંગેરીયનો !

"માલીકનો બોજ આજે મને ચગદી રહ્યો છે. જે વિગ્-
"હમાં મારે આજે રાજીખુશીથી નહિ પણ સંજોગવશ બનીને
"ઉતરવું પડ્યું છે, તે વિગ્રહે મારા બહાદૂર લશ્કરના શૌર્ય
"પરની મારી પરમ શ્રદ્ધા સિવાયની મારી અન્ય તમામ

'ગણતરીઓને જૂઠી પાડી દીધી છે. અધિક દુઃખદાયક વાત "તો આ બહાદૂર યોદ્ધાઓનાં મૃત્યુની છે, અને તેઓનાં "રઝળી પડેલાં પરિવારોની વેદના અત્યારે મારા કલેજામાં "ભાલાં ભોંકે છે. આ વિષમ પરિસ્થિતિને પહોંચી વળવા "માટે મારે ઇટાલીની સાથે તહુનામું કરવું પડયું છે.

"હવે તો હું, મારી વિપત્તિની વેળામાં મને વારંવાર આત્મ-સમર્પણ કરવા તત્પર રહેનારી વીર હુંગેરીયન પ્રજા પ્રત્યે જ વિશ્વાસની દષ્ટિ ફેંકું છું.

"આપણે વ્યાજબી શર્તોથી સુલેહ કરાવી શકીએ તેટલા ખાતર સમસ્ત સામ્રાજ્યનું સંયુક્ત જોર શત્રુઓની સામે ધરવાની જરૂર પડી છે.

"મારી અચલ શ્રદ્ધા છે, કે હુંગેરીના વીરપુત્રો વંશપરં- "પરાના રાજ-નિષ્ઠાથી પ્રેરિત બની, પોતાનાં સામ્રાજ્ય-બાંધ- "વોને સહાય કરવા, બલ્કે આવતી જ કાલે શત્રુઓના હાથમાં "સપડાઇ જનારી પોતાની જ માતૃભૂમિ હુંગેરીનું રક્ષણ કરવા "મારા વાવટા તળે નેળાસર આવી પહોંચશે.

લી. ફ્રાંસીસ જોસેફ."

સૈકાઓ સુધી પોતાનાં પિતૃઓને પીસનારૂં જે દયાહીન સામ્રાજ્ય, તેને શાશ્વત બનાવવા માટે 'હુંગેરીના વીરપુત્રો" હથીયાર ઉઠાવી દોડયા આવશે એવી "અચલ શ્રદ્ધા" રાખ- નાર શહેનશાહની આંખો તુર્તમાં જ ઉઘડી ગઇ કે પોતે ભાંત ભૂલ્યો હતો. હુંગેરીયનોમાં શૌર્ય હતું, ને સાથોસાથ અક્કલ પણ હતી તેઓ ઉઘાડેછોગ પ્રૃશીયનોની કુતેહમાં રાચી રહ્યા હતા. અને દેશનિકાલ થયેલા હુંગેરીયનો તો પોતાનું હલબલ જમાવીને આસ્ટ્રીયાને ઉખાડી નાખવા માટે પ્રૃશી- યન સૈન્યને પોતાની સેવા પણ અર્પણ કરવા ગયા હતા.

લાચાર શહેનશાહે પાટનગરની સરહદ પર શત્રુઓના પડાવ થઇ ગયેલા દીઠા. એણે શરણાગતિ સ્વીકારી સુલેહનું કહેણ પહોંચાડયું. પ્રાગનગરની અંદર સુલેહનામા પર

સહીગો થઇ. ચાર કરોડ સિક્કાઓની નુકશાની આસ્ટ્રીયાએ પૃશીયાને ભરી આપવી, જર્મન રાષ્ટ્રસંઘના પ્રમુખપદે પૃશીયાનો પટ્ટાભિષેક સ્વીકારવો, રાષ્ટ્રસંઘમાંથી જ ખસી જવું, અને ઇટાલી ખાતેના પોતાના લગભગ તમામ પ્રદેશો પરથી હાથ ઉઠાવી લેવો : એવા કરારો પર પોતાનાં કાંડાં કાપી દઇને બત્રીસ દિવસના ઘોર વિગ્રહને અંતે આસ્ટ્રીયા ધૂળ ચાટતું થયું. એક જ મહિનાની મુદતમાં એ શાપિત સામ્રાજ્ય મહત્તાના શિખર પરથી પામરતાના ગર્તમાં ગબડી પડ્યું. અને પ્રાગનગરના સુલેહપત્ર પર ઘૃણિત અપમાનિત સહી કરી આપીને કંગાલ મુખે ઘેરે આવતાની વાર જ આસ્ટ્રીયાએ પોતાની સન્મુખ પાદિત હંગેરીને પોતાના પુરાણા હક્કોની મક્કમ માગણી ધરી, ઉભું ઉભું ભ્રકુટી ચડાવતું દીઠું.

સુભાગ્યે તે વેળા શહેનશાહ જોસેફને સાચી સલાહ આપનાર પ્રધાન બ્યૂસ્ટ હતો. એણે સાફ પુરાવ્યો કે "હંગેરી સાથે સમાધાની કરો. એ પર જ સામ્રાજ્યનું અસ્તિત્વ અવલંબે છે."

બીજા રાજપુરૂષે નિશ્ચાત્મક વાણી ઉચ્ચારી કે "હંગેરી સાથેના સુલેહ ઉપર જ સામ્રાજ્યના જીવન-મૃત્યુનો નિર્ણય રહે છે. હવે વિલંબ પાલવતો નથી."

ફરીવાર બ્યુસ્ટના મોંમાંથી શબ્દો પડ્યા કે "હંગેરી પ્રાચીન રાજ્ય છે આસ્ટ્રીયા કરતાં પણ અસલી રાજ્ય છે. દેવરાજા સ્ટીફનના સંસ્થાનને કૈં શતકોનો ઇતિહાસ છે. અને એનું બંધારણ જુગજુનું છે. મહારાજ્યના અન્ય લોકોથી એ મગીયર-પ્રજાની જાતિ તેમજ ભાષા સદંતર જુદાં પડે છે. અને એ પ્રજા સમર્થ, શૂરવીર ને સંપીલી છે. માટે એની આંટીનો ઉકેલ કરો."

આવી ભાવના ઉચ્ચારનાર પ્રધાન ઇન્સાફ માટે કાંઇ નહોતો તલસતો. એના ઉદ્ગારોનો ગર્ભિત મર્મ એ હતો

કે જો વખતસર હુંગેરીની ગુંચ નાહ ઉકેલી લેવાય, તો હુંગેરી પોતે જ આખા સામ્રાજ્યને છુંદી નાખીને એ ગુંચ ઉકેલી લેશે !

તા. ૧૯ : નવેમ્બર : ૧૮૬૬ : હુંગેરીયન પાર્લામેન્ટને પાદશાહી ખરીતો મળ્યો કે " જવાબદાર પ્રધાન મંડળ નીમવા અને મહારાજ્યના તમામ વિભાગોમા જવાબદાર રાજશાસન દાખલ કરવા અમારી ખ્વાહિશ છે. "

વારંવારના વિશ્વાસઘાતથી ચેતી ગયેલી પ્રજાએ આ શબ્દોના ભીતરમાં રમત પારખી. અને પેસ્ટનગરના આકાશમા અવિશ્વાસ તથા અશાંતિના વાયરા ફુંકાતા જ રહ્યા. ઝાઝી વાટ જોવાની ધીરજ હુવે હુંગેરીના નસોમાં નહોતી રહી શાંતિનો ચોકીદાર ડીક મહા પ્રયત્ને પ્રજાને સંયમ પળાવી રહ્યો હતો.

બ્યુસ્ટ પ્રધાન પેસ્થમાં દોડયો. ડીકને મળ્યો. આવ્યો તો હતો રમત રમવા, પણ લોખંડી મનોબળવાળા અને ઓછાબોલા એ નરકેસરીને દીઠા પછી પ્રધાને શતરંજ સંકેલી દીધી ડીકને કોલ દઇને એ પાછો વળ્યો. એની પાછળ પાછળ જ પાર્લામેન્ટે ડીકના મુસદ્દા મુજબ પાદશાહને ઉત્તર પાઠવ્યો કે " હુંગેરીયન પાર્લામેન્ટ પાછી નહિ સોંપો અને એ પાર્લામેન્ટને જ જવાબદાર એવું પ્રધાન મંડળ નહિ મંજુર થાય, ત્યાં સુધી તમારા પ્રસ્તાવ પર વિચારણા જ નાહ ચલાવી શકાય. "

એ મક્કમ પ્રત્યુત્તરે મહારાજાના અંતરની છેલ્લી વરાળને પણ બહાર નીકળવા માર્ગ કરી દીધો. ૧૮૬૭ ના વર્ષનો ઉદય થઇ રહ્યો હતો, જૂનાં વૈર વિસારી નવા સ્નેહસંબંધ શરૂ કરવાનું મંગલ મુહૂર્ત ચાલતું હતું. તે વખતે પાગલ પાદશાહે ફરમાન છોડયું કે "પ્રત્યેક હુંગેરીયને ફરજીયાત લશ્કરી નોકરી આપવી."

ગુસ્સાના ચિત્કારથી હુંગેરીનું ગગન ગાજી ઉઠયું. મહાસાગર હમણાં માઝા મેલી દેશે એવો ખળભળાટ વ્યાપ્યો. સૈકાઓ થયાં સળગ્યા કરતા એ પ્રજા-પ્રાણના હુતાશનમાં ભાનભૂલ્યા પાદશાહે એવું તો ઘી હોમ્યું, કે એમાંથી ઉઠેલી જ્વાલાઓ આસ્ટ્રીયા-હુંગેરી બન્નેને ભસ્મ કરી નાખત. પરંતુ ભય નહોતો. એક જ ડાહ્યો પ્રજાજન એ અગ્નિ પર પાણી છાંટવા માટે બસ હતો. સમસ્ત શોરબકોરની ઉપર ચડીને એક ડીકનો સુધીર અવાજ કોઈ દેવાલયના ઘંટ શો એક સરખો, મધૂરો, અને શાંતિ પ્રેરક બની સંભળાતો હતો. સાંભળીને પ્રજા પલેપલના રોષાવેશમાં ખામોશ ધરતી હતી. પાર્લામેન્ટ પોતાના તારણહારનો પડતો બોલ ઝીલવા સજ્જ બેઠી હતી. એકેએક પ્રતિનિધિ પોતપોતાની યોજના લઈ, તે ઉપરનું અકેકેક સચોટ વ્યાખ્યાન જીંહાગ્રે કરી તલપાપડ થઈ રહ્યો હતો.

અંદરથી વડવાનલ સળગતો હોય, છતાં ઉપરનાં નીર જેનાં શીતલ શાંતિમય હોય, એવા મહાસાગર જેવો મહા તપસ્વી ડીક પાર્લામેન્ટના ભુવનમાં દાખલ થયો. તોફાની આકાશ ઉપર મેઘધનુષ્ય પથરાઈ ગયું હોય તેવો વિરાટ પ્રભાવ એ પ્રતિનિધિ-સભાના સવા ત્રણસો પુરૂષો પર છવાઇ ગયો. ત્યાં ને ત્યાં ડીકે "હુંગેરીનો છેલ્લો શબ્દ" એ મથાળું બાંધીને પાદશાહને છેલ્લી વારનું કહેણ લખી કાઢયું. પાર્લામેન્ટે તે મંજૂર કરીને એક પ્રતિનિધિ મંડળ સાથે વીયેના મોકલ્યું.

અજાયબ વાત તો એ બની કે ખુદ મહારાજાની જ હઠીલાઇ પલકમાં ઉડી ગઈ. એણે બધી માગણીઓ કબૂલ કરી લીધી. પોતાના કટ્ટર વિરોધી ડીકને રાજમહેલમાં તેડાવી તમામ હુકો સોંપવાનો કોલ દીધો. કુટિલતાની તમામ દોરીઓ ખેંચનાર મુખ્ય સચીવ કાઉન્ટ બેલ્કેડીને બરતરફ કર્યો. અને ડીકને પૂછયું કે 'હુંગેરીનું નિરાળું પ્રધાન મંડળ કેમ ગોઠવે એવી તારી ઇચ્છા છે ?"

" જુલીયસ આંડ્રેસ્સી ! "

૧૮૪૮ના યુદ્ધમાં આસ્ટ્રીયા સામે લડનાર એક હુંગેરીયન, કે જેનું માથું લાવનારને માટે મહારાજાએ હજારો સુવર્ણ-સિક્કાનું ઇનામ પુકારેલું, અને જે હદપાર થઇને અનેક વર્ષો સુધી દેશ દેશોમાં આથડયો હતો, તે મનુષ્યનું નામ જુલીઅસ આંડ્રેસ્સી !

મહારાજાએ એને તાર કરીને તેડાવ્યો. એને મુખ્ય પ્રધાન નીમી, પ્રધાનમંડળ ગોઠવવાનો આદેશ દીધો.

૧૮ : ફેબ્રુઆરી : ૧૮૬૭ : " છેલા શબ્દ "નો પ્રત્યુત્તર સાંભળવા માટે હુંગેરીયન પાર્લામેન્ટની બેઠક મળી. પ્રત્યુત્તરમાં વંચાયો : "હુંગેરીયન પ્રજાને ન ગમતા કાયદા હું રદ કરૂં છું તમારૂં બંધારણ સુપ્રત કરૂં છું. "

સવા ત્રણસો પ્રતિનિધિઓની ગગન વિદારક હર્ષ-ઘોષણાને સભાગૃહની બહાર છલકાયલી મેદિનીએ ઝીલી લીધી, અને એ વિજયનાદ, શેરીએ શેરીએ અને માર્ગે માર્ગે, તોપખાનાના ગડેડાટની માફક ગાજતો ગાજતો, ચૌટે ચૌટે ઝીલાતો ઝીલાતો, દેશભરમાં ચાલ્યો ગયો. અઢાર વર્ષ ઉપર રાજદ્રોહી ઠરીને પોતાનો જાન બચાવવા નાસી છૂટેલા દેશભક્ત જુલીઅસ આંડ્રેસ્સીને આજ સ્વાધીન હુંગેરીના પ્રધાનપદ પર ચડેલો નિહાળી લોકોએ "એલ્જીન અ હાઝા ! એલ્જીન અ હાઝા ! અમર હો મુજ પિતૃદેશ ! અમર હો મુજ પિતૃદેશ !" એવા અવિરત નાદ ઉપાડયા-જે નાદ સંભળાવતો સંભળાતો વીરભદ્ર બેથેની આસ્ટ્રીયન જલ્લાદોની ગોળીથી વીંધાઇને પરલોકે સીધાવ્યો હતો !

રાત્રિયે બ્યુડા અને પેસ્થ બન્ને નગરીઓ દારૂખાનાં ને દીપમાળાના શણગારે સજી દેવતનયા સરખાં શોભી ઉઠી. અને વળતે પ્રભાતે જ દેશભરનાં પ્રજાજનો આસ્ટ્રીયન વાવટાને, આસ્ટ્રીયન મુદ્રાલેખોને, જે કાંઇ આસ્ટ્રીયન સત્તાનાં ચિન્હો હતાં તે તમામને-ખાસ કરીને બે માથાળી ગરૂ-

મૂર્તિને તોડી ફાડી ફગાવી દેવા લાગ્યાં. આસ્ટ્રીયન સત્તાનું નામ નિશાન પણ હંગેરીયન પૃથ્વી ઉપર શાપ સમાન છે, એટલા ઉગ્ર ઝનૂનથી એ ચિન્હો ચોરાવા ને સળગવા લાગ્યાં. પરંતુ એ આચરણમાંથી કદાચ હિંસા જાગશે એવો ચિંતાને લીધે રાષ્ટ્રીય સરકારે મનાઈ હુકમ છોડયો કે "પ્રજાએ કશું પણ ચીરવા ફાડવાનું નથી. રાષ્ટ્રીય સરકારના અધિકારીઓ જ એ કામ કરી લેશે."





# વિજયોત્સવ



હુંગેરીયન પાર્લામેન્ટે આસ્ટ્રીયન સચીવ બ્યુસ્ટની સમક્ષ આખરી સુલેહનામું ઘડીને રજુ કરી દીધું. એ સુલેહનામાના કરારો નીચે મુજબ હતા:

૧ હુંગેરીનું રાજબંધારણ સદા સર્વદા રક્ષવાના, તથા હુંગેરાના હક્કો ને એની આંતર-રાષ્ટ્રીય સ્વાધીનતા સાચવવાના, રાજાજી શપથ લે છે.

૨. એક પાર્લામેન્ટને વિખેરવામાં આવે તો એક જ વર્ષમાં બીજી પાર્લામેન્ટ બોલાવવાના કસમ ખાય છે.

૩. આસ્ટ્રીયા-હુંગેરીના મજમૂ લશ્કરમાં હુંગેરીએ કેટલો ફાળો આપવો તે મુકરર કરવાનો અધિકાર કેવળ હુંગેરીની પાર્લામેંટને જ રહેશે.

૪. વીયેનાની પાર્લામેન્ટની કશી પણ સત્તા હુંગેરી સ્વીકારતું નથી.

૫. અમુક સ્પષ્ટ થયેલા સંજોગો સિવાય, અન્ય હરકોઇ પ્રજાની સાથે એક સ્વતંત્ર પ્રજા તરીકે, આસ્ટ્રીયાની સલાહ લીધા સિવાય સંધીમાં ઉતરવાનો હુંગેરીને સંપૂર્ણ હક્ક રહેશે.

૬. હુંગેરી પોતાનું રાષ્ટ્રીય લશ્કર રાખી શકશે, પોતેજ એને નભાવી શકશે.

૭. હુંગેરી પોતાના અલાયદા રાષ્ટ્ર-ધ્વજો, રાષ્ટ્ર-ચિહ્નો, ટંકશાળો, અને સ્વભાષા દાખલ કરી શકશે.

૮. અન્ય કોઇ પણ ધ્વજ, ચિહ્ન, સિક્કો કે ભાષા અદાલતોમાં અથવા સરકારી દસ્તાવેજોમાં નહિ ચાલી શકે.

૯. છ જૂદાં જૂદાં ખાતાંના પ્રધાનો, તથા સાતમો મુખ્ય સચીવ-એ સાતે પ્રધાનોનું, હુંગેરીયન પાર્લામેન્ટને જ જવાબદાર રહેનારૂં પ્રજામંડળ પાટનગર પેસ્થમાં જ બેસશે.

૧૦. એવું જ એક આસ્ટ્રીયન પ્રધાનમંડળ, આસ્ટ્રીયન પાર્લામેન્ટને જવાબદાર રહી, વીયેનામાં બેસશે.

૧૧. વીયેનાની આમ-સભા ૩૫૩ પ્રતિનિધિઓની : તથા પેસ્થની આમ-સભા ૪૪૪ પ્રતિનિધિઓની રહેશે.

૧૨. ઉમરાવ-સભાઓ પણ વંશપરંપરાની રૂઇએ, અથવા રાજાની પસંદગીના ધોરણે બન્ને સ્થળે નિરાળી બેસશે, પણ તેઓએ આમ-સભામાં ત્રણ વાર મંજૂર થયેલો ખરડો માન્ય રાખવો જ પડશે.

૧૩. મજમૂ ખર્ચના ૬૮ ટકા આસ્ટ્રીયાને તથા ફક્ત ૩૨ જ ટકા હુંગેરીને જશે, તે છતાં સત્તા તો બન્ને પાર્લા-

મેન્ટોની સરખી જ રહેશે. અને ખર્ચના પ્રશ્ન પર હુંગેરીને પણ આસ્ટ્રીયાના જેટલો જ મતાધિકાર રહેશે.

૧૪ દરેક પાર્લામેન્ટમાંથી દર વર્ષે ચુંટાઇ આવેલા સાઠ સાઠ પ્રતિનિધિઓનાં બે મંડળો, વારાફરતી વીયેના અને પેસ્થમાં પોતાનાં અધિવેશન બેસારશે, જુદાં જુદાં વિચારણા ચલાવશે, અને પરસ્પર લેખીતવાર પત્ર વ્યવહાર ચલાવશે : આસ્ટ્રીયન મંડળ જર્મન ભાષામાં અને હુંગેરીયન મંડળ હુંગેરીયન ભાષામાં.

૧૫ આ મંત્રણા મજમુ પ્રશ્નો પર ચાલશે, અને બન્ને મંડળો મળીને ત્રણ સચીવોનું એક મજમૂ પ્રધાન મંડળ ચુંટી કાઢશે.

૧૬ આ પ્રધાનમંડળ બહારની દુનિયા સાથેનો પત્રવ્યવહાર સંભાળશે, અને એ મંડળ બન્નેમાંથી એકે ય પાર્લામેન્ટને નહિ, પણ ઉક્ત પ્રતિનિધિ મંડળોને જ જવાબદાર રહેશે.

૧૭ કોઇ પણ સંજોગોમાં મહારાજ્યને નામે અથવા તો મહારાજ્યના પ્રયોજનાર્થે હુંગેરીની સંમતિ સિવાય કર્જ કરી નહિ શકાય.

૧૮ દરેક સરકારી ખત દસ્તાવેજ ઉપર હવે પછી "આસ્ટ્રીયા"ને બદલે 'આસ્ટ્રો-હુંગેરી' શબ્દ લખાશે.

આવા કરારો વડે પુનિત બનેલું એ સંધીપત્ર, સંધીપત્ર નહોતું પણ બે સ્વતંત્ર પ્રજાઓના આંતર-રાષ્ટ્રીય સંરક્ષણના પ્રશ્નને વધુ સંગીન સ્થિતિમાં મુકનાર દસ્તાવેજ હતો. અને રાજાનું સ્થાન તો એથી યે વધુ વિલક્ષણ થઇ પડ્યું. હુંગેરીના રાજાની સત્તામર્યાદા કેટલી બધી કડક કરી નાખવામાં આવી હતી! શરીરથી બન્ને દેશનો રાજા એક જ ખરો, પણ સત્તાની દૃષ્ટિએ તદન નિરાળી જ બે વ્યક્તિઓનો એ એક શરીરની અંદર સમાવેશ થયો. દૃષ્ટાંત તરીકે :—

૧ આસ્ટ્રીયામાં તો રાજાએ બક્ષ્યા તેટલા જ હક્કો પ્રજા ભોગવે છે, જ્યારે હંગેરીમાં તો એથી ઉલટું પ્રજાએ રાજાને આપેલા હક્કો જ રાજા ધરાવે છે.

૨ આસ્ટ્રીયામાં તો રાજા, કાયદાના જેટલી જ સત્તાવાળા ખરીતા કાઢી શકે, નવા કર વે । અને લશ્કરી નોકરી પણ માગી શકે; હંગેરીમાં એ એવું કશું ન કરી શકે; બલ્કે રાજાના એવા કોઇ પણ આપખુદ આદેશનો અમલ કરનાર હરકોઇ અધિકારી દેશદ્રોહી ઠરીને શિરચ્છેદની સજા પણ પામી શકે.

૩. પ્રત્યેક સુધરેલી પ્રજાના કાયદામાં પરદેશી રાજા પાસે દાદ માગવા જનાર પ્રજાજન જેમ દેશદ્રોહનો ગુન્હેગાર ઠરે છે, તેમ હંગેરીનો પ્રજાજન પણ જો આસ્ટ્રીયાના રાજા પાસે રાવ લઇ જાય તો એ દેશદ્રોહી ઠરે છે.

આવા ઉગ્ર કરારનામા પર મહારાજા જોસેફે પોતાનો તમામ દર્પ ત્યજીને મુંગે મ્હોંયે પોતાનાં સહી સિક્કા લગાવી દીધાં, અને સમયનાં નિશાન પારખીને એ સુજાણ બનેલા રાજેન્દ્રે, જે હંગેરીયનો આસ્ટ્રીયા સાથે સદંતર છૂટા છેડા પુકારી દેશનિકાલ બેઠા હતા તેઓની સજાઓ રદ કરનારો ઢંઢેરો જાહેર કર્યો. ઢંઢેરામાં ક્યાંયે "ઉદારતા" અથવા "માફી" જેવા અળખામણા શબ્દો ન યોજતાં, એવું લખ્યું કે

'હું ફ્રાંસીસ જોસેફ આ જાહેરનામાથી મારા તમામ હંગેરીયન પ્રજાજનો ઉપર અત્યાર સુધી રાજદ્વારી કારણસર મેં કાઢેલા તમામ મનાઇ હુકમો અથવા સજાનાં ફરમાનો રદ કરૂં છું, અને મેં ખાલસા કરેલી તમામ જમીનો તેમજ વસૂલ કરેલા તમામ દંડો પાછા સોંપું છું.'

ઢંઢેરો સાંભળીને ઘણા ખરા દેશનિકાલ નેતાઓ કૈં કૈં વર્ષોના નિરાધાર રઝળપાટ પૂરા કરીને વિના ઝનૂને પાછા સ્વભૂમિને ખોળે ચાલ્યા આવ્યા. પણ થોડાઓને આ દગલબાજ શાહેનશાહના શબ્દોમાં વિશ્વાસ ન પડ્યો. દેશાટે રઝળતો

વીર કોસ્યૂથ આ ઢંઢેરા પછી સત્તર વર્ષ સુધી આસ્ટ્રીયાની જડમૂળ ઉખેડી નાખવાના ઇલાજો શોધતો રઝળતો જ રહ્યો. આખરે એને સંધીપત્ર પર ઇતબાર બેઠો અને વતનની ભૂમિમાં પાછા વળીને એણે પોતાની આવરદા પૂરી કરી.

પોતાના બંધારણનો કબ્જો લેવા માટે શસ્ત્રનો નિષ્ફળ સંગ્રામ અજમાવ્યા પછી આજે અઢાર વર્ષે લોહીનું એક પણ બિન્દુ રેડયા વિના મગીયર પ્રજાએ જાલીમને નમાવ્યો. અને એ ૧૮૪૮માં ઝુંટવેલું બંધારણ પાછું સુપ્રત કરવાની ક્રિયા કરવા, પોતાના પ્રાણ દઇને પણ એ બંધારણનું રક્ષણ કરવાના કસમ લેવા, ઇ. સ. ૧૮૬૭ : જૂન : તારીખ ૮મીને ઉજ્જવલ પ્રભાતે સાતને ટકોરે રાજા જોસેફે બ્યૂડાના રાજ-મહેલમાંથી દેવાલય તરફ પગલાં માંડયાં. એ દેવાલયના ઉંચા ક્રાઇ ઉપર ઇ. સ. ૧૮૪૮ના હુંગેરાયન હુતાત્માઓનો રોપેલો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ફરકી રહ્યો હતો.

દેવાલયના દ્વાર પાસે જઇને રાજા જોસેફ ઘુંટણીયે પડયો, હુંગેરીના ધર્મગુરૂએ રાજાના મસ્તક પર શીતળ પુણ્યોદક છાંટયું, ઇસુના વધસ્થંભ-ચિન્હ વડે એ શુદ્ધ બનેલા મસ્તક પર સ્પર્શ કર્યો, પડઘમ અને રણશીંગાં વાગ્યાં. રાજા ઉઠીને દેવાલયની અંદર દાખલ થયો. વચ્ચોવચ્ચ સળગતી વેદી સન્મુખ જઇને એણે જનસમૂહની સન્મુખ ઉભા રહી ઉચ્ચ અવાજે નીચે પ્રમાણે શપથ ઉચ્ચાર્યા:-

"હું ફ્રાન્સીસ જોસેફ, જીવંત પ્રભુની સાક્ષીએ, કુમારી-માતા મેરીની સાક્ષીએ અને સમસ્ત સંતોની સાક્ષીએ શપથ કરૂં છું કે હું હુંગેરીના સ્વાતંત્ર્યની, હક્કો-અધિકારોની રીત રીવાજોની, પ્રત્યેક સંપ્રદાયના સ્વાતંત્ર્યની, રાજબંધા-રણની, રાષ્ટ્રીય તટસ્થતાની, તમામની રક્ષા કરીશ. મારા રાજ્યની સમૃદ્ધિ અને કીર્તિ વિસ્તારવા અર્થે પાક માર્ગે જે કાંઇ બનશે તે કરીશ. ઇશ્વર મને સહાય કરજો!"

એટલું બોલીને રાજા વેદી પરથી નીચે ઉતર્યો, નમ્યો.

[illegible]
તથા લોહ-મુગટ [illegible]
એર એના હાથમાં મૂકવામાં આવી, અને એને પોતે મ્યાન-
માંથી બહાર ખેંચી, વેદી સન્મુખ ઉભા રહી, આગળ ને
પાછળ, ડાબી ને જમણી દિશામાં ધરી રાખી.

તોપોના ગડગડાટો વછોડીને જગતને જાહેર કરવામાં આવ્યું કે રાજાએ આજે કસમ લીધા છે.

પછી રાજાને તાજ તેમ જ રાજદંડ ધારણ કરાવી તખ્ત પર લઈ જવામાં આવ્યો. ધર્મગુરૂએ વેદી પર ખડા થઇ બંદગી કરી કે "ઓ જગત્પિતા ! જ્યાં સુધી આ રાજા પોતાના કસમનું પાલન કરે ત્યાં સુધી તું એની રક્ષા કરજે !"

ફરી વાર તોપોના બહાર થયા અને બ્યુડા-પેસ્થનાં તમામ દેવાલયોના ઘંટ પર આનંદના ડંકા પડવા લાગ્યા.

દેવાલયને દરવાજેથી સવારી ચડી. હુંગેરીનાં પચાવન પરગણાંમાંના પ્રત્યેક તરફથી ઉમરાવ, વેપારી, કારીગર, અને ખેડુત, એ ચારે વર્ગના પ્રતિનિધિઓ તેડાવેલા, તે તમામ રાષ્ટ્રીય પોશાક પહેરી, હુથીઆર ધારણ કરી, ત્રિરંગી રાષ્ટ્રધ્વજની પાછળ પ્રથમ પંક્તિમાં ચાલ્યા જાય છે, તેમની પછી ધર્માધિકારીઓ, પછી આસ્ટ્રીય પ્રધાન બ્યુસ્ટ અને તે પછી દેવરાજા સ્ટીફનના લોહ-મુગટથી દીપતો રાજા જોસેફ ચાલ્યો આવે છે. આખી સવારી પેસ્થ-નગરના દેવળમાં આવી પહોંચી રાજાએ પોતાનો અશ્વ ટેકરી પર ચડાવ્યો, અને ચારે દિશામાં ત્વરાથી અશ્વને ફેરવીને ખુલ્લી સમશેરથી ચારે દિશામાં અદશ્ય કાપા કર્યા ચારે દિશાએથી હુંગેરી પર આક્રમણ કરનારા શત્રુદલની સામે હું પ્રાણને ભોગે પણ સંગ્રામ ખેલીશ, એવા શપથનું એ સૂચન હતું.

એવા શપથ લેવાતા દેખીને સ્નેહગદ્દગદિત બનેલી લોક-મેદિની કોઈ મહા જલધોધની માફક પહેલી ગીરાની ચોકી તોડીને અંદર ધસી આવી, રાજા જોસેફને ઘેરી લીધો. અને 'ઘણું જીવો ! રાજાજી ઘણું જીવો !' એવા બુલંદ હર્ષનાદ ગ[illegible]

## દેવરાજ સ્ટીફનનો લોહ-મુકુટ



તપશ્ચર્યા, પ્રજાપાલન, પ્રાણ જતાં પણ દેશનું રક્ષણ : એ સમગ્ર રાજ-કર્તવ્યના પ્રતીક સમાન આ લોખંડી મુકુટને હંગેરીના પાટનગર પેસ્થમાં આણીને વિધિપૂર્વક મસ્તક પર ધારણ કર્યા સિવાય કોઈ પણ રાજાને હંગેરીયન પ્રજા રાજા તરીકે કબૂલ રાખવાની મક્કમ ના સંભળાવતી.



# તારણહાર



ત્રણ દિવસ અને ત્રણ રાત્રિઓ સુધી આ વિજયોત્સવ ચાલુ રહ્યા. તેજસ્વી દીપમાલાએ રાત્રિ દિવસ વચ્ચેનો ભેદ ભાંગી નાખ્યો. ડન્યૂબ નદીના હરીયાળા કિનારા પર જનતાએ નૃત્ય ગીત અને ભોજનના વિજય-કલ્લોલ પાથરી દીધા. પરંતુ આ માંગલિક અવસરમાં, આ જલસામાં ને આ નાટારંભમાં આ જમણમાં કે બંદગીમાં એક-એક જ ચ્હેરો ક્યાં યે દેખાતું નથી. પ્રજાની લાખો આંખો અધીરી બનીને શોધે છે, પણ એ નરકેસરીનું ગગન-રમતું મસ્તક, ઝગારા કરતું આભ-કપાળ, ઘાટાં ભવાં, ને ઝીણી આંખો ક્યાં યે જડતાં નથી. નાનાં બાળકો પોતાની માતાઓને પૂછે છે કે અમને પૂલ ઉપર બેસાડી વાર્તાઓ કહેનાર ને મીઠાઈ આપનાર એ દોસ્ત ક્યાં હશે! ગરીબો પોતાને હમેશાં ખેરીયત દેનાર હાથને શોધતા શોધતા પૂછે છે કે એ દયાળુ ક્યાં છે?

ડીક ક્યાં છે? તારણહાર ક્યાં છે?

તારણહાર નથી આવ્યો. એ પોતાની નાની શી ઓરડીમાં બત્તી બુઝાવીને ઘૂંટણીયે પડી પ્રભુની બંદગી ગુજારે છે. આવા ઉત્સવોમાં ભળવાની એને આદત નથી. શોરબકોરમાં શામિલ થવું એને ગમતું નથી. હર્ષાવેશને વશ થાય તેવી ક્ષુદ્ર મનોવૃત્તિ એ તારણહારની ન હોય. એ તો અંધકારમાં બેસી બંદગી કરી રહ્યો છે કે "ઓ પ્રભુ ! મારાં વીર મગીયરોનો આ વિજયોત્સવ શાશ્વત બનાવજે ! આપોને પાછે. લઈ ન લેતો ! મારી બહાદૂર જાતિને વિલાસમાં ન ડૂબવા દેજે ! ત્યાગ અને સંયમની તપશ્ચર્યા શીખવજે !"

તારણહાર એવાં પ્રાર્થના કરતો હતો. પ્રજાના એકેએક પક્ષોએ આવીને તારણહારને આજીજી કરી "ઓ ડીક ! સર્વાનુમતે અમે તને 'રક્ષક' પદે ચુંટી કાઢ્યો છે. માટે તારે જ હાથે તું મહારાજાને મુગટ પહેરાવ !"

પણ એ ન માન્યો : "ઓ મહત્તાને હું અધિકારી જ નથી મને પુરો ન ચડાવો. મને મારા અંધારા ખુણામાં પડ્યો રહેવા દો. આ કીર્તિનો તાપ મારાથી નથી સહેવાતો."

ડીકને તો ૧૮૪૮ના યુદ્ધમાં રણક્ષેત્ર પર પોઢેલા પોતાના સાથીઓ સાંભરે છે. ઓસ્ટ્રીયન જલ્લાદની ગોળી વડે વીંધાઈ પ્રાણ છોડતી વેળાની છેલ્લી પળે "અમર હો મારો પિતૃદેશ !" ની દુવા પુકારતો બાંધવ પેથેની : ઓસ્ટ્રીયન કારાગૃહોના કાળા સિતમોથી પાગલ બની જઈને "મારી માતૃભાષા ! મારો દેશભષા !" એવી ઝંખના ઝંખતા અને ઘેલછાના તોરમાં મીઠી માતૃ-વાણીનાં વ્યાખ્યાનો ચલાવતા જુવાન ઝેકેનીનું કરુણ દૃશ્ય : અને છૂટકારો મળ્યા છતાં હગલબાજીના સંદેહથી યુરોપમાં દેશવટે રઝળનારો નિરાધાર વીર કોસ્યૂથ : એ બધા એની આંખો સન્મુખ તરે છે. એનું દિલ ભરાઇ આવે છે. તારણહાર એકાંતે બંદગી કરે છે.

રાજાજી શોધે છે કે મારા લાડીલો શત્રુ ક્યાં ? જેના હાથનો પરાજય પામીને પણ હું આજે ગર્વ ધરૂં છું, એ સુભટને આજે મારી પાસે તેડી લાવો. મારે એની સાથે આજે કદિ નથી મિલાવ્યા તેવી રીતે હાથ મિલાવવા છે. કોઈ ડીકને તેડી લાવો !"

ડીક ન આવ્યો. એ બંદગી કરે છે.

રાજાજીનું હૃદય આજે રોકાતું નથી. એ ડીકની પછળ દોડે છે. ડીક ઉપર એનો પ્યાર ઉભરાય છે. પ્રધાનને પૂછે છે કે "ઓ આન્ડ્રેસી ! ડીકને હું કઇ રીતે વિભૂષિત કરી શકું ?"

પ્રધાને કહ્યું "મહારાજા ! આપના હાથમાં લક્ષ્મી છે, પદવીઓ છે, હોદ્દાઓ છે, બધું છે. બીજા સહુ કોઇને આપ નવાજી શકશો, પણ ડીકને એ તમામ સમૃદ્ધિથી પણ નહિ નવાજી શકાય. હંગેરીનો તારણહાર તો એ બધાં પ્રલોભનોથી પર ચાલ્યો ગયો છે."

"બીજું તો કાંઈ નહિ, ખેર; પરંતુ આ મારી ને રાણીજીની એક છબી લઈ જાઓ, અને ડીકને કહો કે મારી આટલી ભેટનો સ્વીકાર કરી લે !"

રત્નજડિત ચોગઠામાં મઢેલી એ રાજ-દંપતિની છબી રાજકર્તાના સાચા દિલનું સ્નેહ-ચિન્હ કહેવાય. પરંતુ ડીકે તો એ પણ ન સ્વીકર્યું.

ડીક પ્રાર્થના કરે છેઃ જગત્પિતાની સન્મુખ ખડો છે. રાજ-ભેટ એને નથી ખપતી.

રાજાજીએ દીન શબ્દોમાં એટલું જ પૂછાવ્યું કે "ઓ ડીક ! તારા સરખા અડગ દુશ્મન પર વીરપૂજાની અને અહેશાનમંદીની મારી જે ઉર્મિઓ ઉછળે છે, એને વ્યક્ત કરવાનો કોઇક રસ્તો તું બતાવ. મને નિરાશ ન કર ભાઇ !"

ડીકે કહેવરાવ્યું, 'મહારાજ ! મારા મૃત્યુ પછી બસ

આટલું જ કહેજો કે 'ડીક પ્રમાણિક આદમી હતો. બસ, એથી વધુ મારે કાંઇ ન ખપે. ”

ત્રણ જ દિવસમાં ગુલ્તાન પૂરાં કરીને આખી પ્રજા ઉદ્યમે ચડી ગઇ. રાજતંત્રનાં ચક્રો ગોઠવાવા લાગ્યાં. સર્વાનુમતની મદદથી રાજાએ ડીકને મુખ્ય સચીવના પદ પર નિમંત્ર્યો. પરંતુ ડીકે ના પાડી. પ્રધાનમંડળના સામાન્ય સચીવ બનવાની પણ એણે ના પાડી.

“ઓ ડીક! તને આ શું થયું છે?”

“કાંઇ જ નહિ ભાઇ! હું તો હવે મારા વતન કેહીડા ગામમાં ચાલ્યો જઇશ. વાર્ષિક ત્રણસો પાઉન્ડની મારી જે આવક છે, તે મારે માટે ઘણી બધી છે. હું બાકીની આવરદા ગ્રામ્ય શાંતિમાં ગુજારીશ બેઠો બેઠો જગત્પિતાની બંદગી કર્યા કરીશ. મને જવા દો. હવે મારૂં કામ ખતમ થયું છે.”

પણ પ્રજા આડી આવીને ઉભી રહી. ડીકનો રસ્તો એણે રોકી લીધો. માતાને વિયોગે બચ્ચાં રડતાં હોય તેવી વેદના પામીને પ્રજા અશ્રુભીની આંખે આજીજીની દૃષ્ટિ માંડતી ઉભી રહી. જનેતાઓએ પોતાનાં ફુલ સરખાં નાનાં બચ્ચાં લાવીને તારણહારના રસ્તા આડે સુવાડી દીધાં. લાકડીને ટેકે ડગુમગુ ચાલતાં ડોસા ડોસીઓએ આવીને ઠપકાનાં વચનો ઉચ્ચાર્યાં કે “ તારણહાર શું આટલો બધો નિર્દય થાય છે? ગામડાં જઇને શું જલ્દી શાંતિ ભોગવવા બેસી જવું છે? પ્રજાને અંતરીયાળ રઝળાવવી છે કે? ”

નિઃશ્વાસ નાખીને ડીક રોકાયો. પાર્લામેન્ટનો એક સાધારણ સભાસદ બનીને રહ્યો. નવ વર્ષ સુધી એ નમ્ર સ્થાન પર જ બેઠો રહ્યો. પરંતુ સમર્થમાં સમર્થ પ્રધાન કરતાં યે એનો પ્રભાવ અધિક તાપે તપતો રહ્યો. એનું–હંગેરીના એ તારણહારનું વચન કોઇએ ઉથાપ્યું નહિ. એની

નિખાલસ સલાહોને સહાય સહુએ શિર પર ચડાવ્યા કરી. એના મતના વિરોધી પક્ષો પણ એની સચ્ચાઇને વંદન કરતા રહ્યા. એ તો દેશ બધાનો આરાધ્ય દેવતા જ હતો. શ્વેત વાળથી વિભૂષિત એ સીત્તેર વર્ષનો પોલાદી દેહ પાર્લામેન્ટમાં અને સારાય દેશમાં પોતાની પરિપકવ વૃદ્ધાવસ્થાનો શીતળ પ્રભાવ પાથરતો જ રહ્યો. એના વિશાળ ચહેરા પરની કરચલીઓ, પાંત્રીસ વર્ષના પ્રજાકીય ઇતિહાસની જાણે એકકેક પંક્તિ લખાઇ ગઇ હોય તેમ માનીને લોકો એ રેખાઓને ઉકેલતા, પ્રેરણા પીતા, નમી પડતા. એની છત્રછાયા તળે તો પ્રજાએ આબાદીના પંથ પર કૈં કૈં અસાધારણ ડગલાં માંડી દીધાં. યુરોપીય પ્રજાઓની અવગણના, હાંસી, તેમજ તિરસ્કારભરી ઠોકરનું પાત્ર મટીને હુંગેરી જોતજોતામાં તો વિસ્મય, વાહવાહ અને અનુકરણનું અધિકારી બની ગયું. પ્રજા-શરીરના અંગેઅંગમાં નવું રૂધિર ભરાયું. અને પોતાની જ આંખે પ્રજાનો આ વિસ્મયકારી વિકાસ નિહાળીને એ વીરનર, રાજદ્વારી સંગ્રામોની અણદીઠ યુદ્ધકલાનો એ શોધક, અવિદ્વાન અને ગામડીયો છતાં ભાવી તકદીરના તામ્રલેખ ઉકેલનારો એ યુગાવતાર ઇ. સ. ૧૮૭૬માં ત્રોંતેર વર્ષનું તપસ્વી આયુષ્ય ખતમ કરી પ્રભુજીના દરબારમાં શાંતિ પામવા સીધાવી ગયો.

એ દિવસે હુંગેરીની દસે દિશાઓ પડી ગઇ હતી. પ્રજા કદિ યે નહોતી રડી તેટલી તે દિવસે રડી-છાતીફાટ રડી. બચ્ચાંઓ ને માતાઓ, તમામ રડી પડયાં. એટલાં બધાં આંસુ ઝર્યાં, કેમકે લાખો આંખોનો એ તારો હતો. લોકો એને સીધેસીધાં ઓળખતાં હતાં. હુંગેરી માતા વિલાપ કરતી જાણે પોતાના પ્યારા બેટાના મૃતદેહ ઉપર ઝૂકતી હતી

એની પાયતખ્ત પાટનગરના માર્ગો પરથી નીકળી ત્યારે પગથી ઉપર પ્રજાજનો ઘુંટણીયે પડતાં હતાં અને હૃદયને બહુ બહુ

રોકવા છતાં પણ ચોધાર રડી પડતાં હતાં. એના કૉફીન ઉપર મહારાણીજીનાં નેત્રોએ પણ સાચાં મોતી જેવાં આંસુ સાર્યાં, અને એનો જીવનભરનો કટ્ટર રિપુ રાજા જોસેફ પણ અફસોસ કરીને ઉચ્ચારી ઉઠયો કે "આજે આપણે ઉમદામાં ઉમદા ને મહત્તમ માનવી ખોવાયો છે!"

તારણહાર કહી ગયો હતો કે "મારી આરામગાહ સાદામાં સાદી કરજો. હું જીંદગીભર જનતાના જેવો જ ઢબછબથી રહ્યો છું, તો મને મૃત્યુ પછી મારાં ગરીબ ભાંડુ એોથી જુદો ન પાડતા. મારી સુખનિદ્રામાં ભંગ ન પાડતા. મહત્તાના પત્થરો મારી છાતી ઉપર ચણીને મને ચગદશો નહિ!"

એ આખરી માગણીને માન આપી પ્રજાએ સાદી કબરમાં જ એના શબને સુવારી દીધું. પેસ્થનગરના કબ્રસ્તાનમાં એ તારણહારની શયનભૂમિને કોઇ નહિ ઓળખી શકે.





# અર્ધ સદીનો અભ્યુદય

**:: ૧૮૬૮ થી ૧૯૧૦ ::**



તારણહાર અને એના ત્રણ ચાર સાથીઓ-એકે ભોંય સાફ કરી, બીજાએ બીજ રોપ્યાં, ત્રીજાએ છોડો ઉછેર્યો. અને આંબો વધીને વૃક્ષાવસ્થાએ પહોંચ્યો ત્યાં તો તમામ વનમાળીઓ પરલોકમાં સીધાવ્યા. તેઓએ તો ફળ બેઠેલાં પણ ભાગ્યે જ દીઠાં. એ ફળને તો પ્રજાએ પાછળથી જ વેડયાં. કેવો સુભિક્ષ એ ફાલ ઉતર્યો તે તપાસીએ :

ઇ. સ. ૧૯૧૦ ની અંદર હુંગેરીની વસ્તી વધી વધીને બે ક્રોડ આઠ લાખને આંકડે ચડી. એ વૃદ્ધિ ચમત્કારી કહેવાય.

એના હુન્નર ઉદ્યોગની પ્રગતિ પણ આજે અજાયબ લેખાય છે. સ્વાધીનતા મળ્યા પૂર્વે એનું લોઢાનું ઉત્પન્ન નજીવું જ હતું. તેને બદલે ૧૯૧૦ માં વાર્ષિક પાંચ લાખ ટન સુધી જઇ પહોંચ્યું.

કોલસાની નીપજ મુક્તિ પૂર્વે વાર્ષિક બે લાખ ટનની હતી, તેનો તોલ મુક્તિ પછીનાં ચાલીસ વર્ષમાં તો વાર્ષિક દશ લાખ ટન જેટલો ઉતરવા લાગ્યો.

આસ્ટ્રીયાની અંદર ૧૯૧૫ માં ૩૦ હજાર બોઇલરો હતાં, ત્યારે હુંગેરી પાસે-પરાધીનતાની સાંકળોમાંથી છૂટીને ઉદ્યમે ચડેલા હુંગેરી પાસે ૨ ક્રોડ અને ૯૦ લાખ બોઇલરો, એની કારીગરીનો વિજયનાદ કરતાં હાજર હતાં.

આવી રાક્ષસી ઉદ્યમપરાયણતાએ ચાલીસ જ વર્ષમાં યુરોપને ખાત્રી કરાવી આપી કે આસ્ટ્રીયાએ હુંગેરીને માટે ફેલાવેલી વાતો પાયા વિનાની હતી. અરધા સૈકા સુધી હુંગેરીને મ્હોંયે ઠુચા દઇને આસ્ટ્રીયન રાજપુરૂષોએ ને વર્તમાનપત્રોએ યુરોપના કાનમાં વિષ ફુંક્યું હતું કે હુંગેરીયનો બહાદૂર ખરા, કાંઇક કલા વિષે વિચાર ધરાવનારા ખરા, પણ તેઓ તો ચંચલ, નિશ્ચયવિહીન, ઉદ્યમહીન, ટુંકામાં ટયુટોનીક મહાપ્રજાની નસોમાં વહેતાં ગાંભીર્ય, ધૈર્ય અને ઉદ્યોગશીલતા આદિ ઉચ્ચ ગુણોથી સદંતર વંચિત જ છે !

આવી ભ્રમણા પાથરીને યુરોપની દિલસોઝી હણી નાખવાની અન્ય બારીઓ પણ ખોલવામાં આવી હતી. આસ્ટ્રીયન રંગભૂમિના તખ્તા ઉપર પણ મગીયર જાતિના મહોજ્જવલ ઇતિહાસ, ચારિત્ર્ય, રીત રિવાજ, પોશાક, જીવન વગેરે સર્વ તત્ત્વોનાં કદ્રૂપ ચિત્રો બતાવી એને કેવલ યુરોપી પ્રજાની પુરસદ વખતની મઝાકની સામગ્રી સમાન જ બનાવી દેવામાં આવ્યાં હતાં. અને આ બધાં સ્વદેશની દુષ્ટ હાંસીમાં પોતાનો સૂર પૂરાવનારા, એ મશ્કરીઓને હર્ષનાદ આપી વધાવી લેનારા, પોતાની જ જન્મભૂમિને જંગલી કહી રાજકર્તાઓની કૃપા વાંચ્છનારા અધમ હુંગેરીયનો પણ દેશમાં ઓછા નહોતા.

મહેનતુ મગીયર ખેડૂત જમીન ખેડી ખેડીને પરસેવો ઉતારે, વધુ ફળદ્રુપ બનાવે, એટલે ઇનામમાં એને કરવેરાની વૃદ્ધિ મળે. મગીયર ખેડુત પોતાના માટીના ઘરને રળીયામણું બનાવે, કે તુર્ત એનાં ભાડાં ઉંચે ચડે. માલીકની

આવી બેહુદ કૃતઘ્નતા ન સહેવાતાં ખીજમાં તે ખોજમાં ખેડૂત એ ખેતરવાડીઓ અને એ ઝૂપડાં રઝળતાં મૂકે. એટલે એની સામે આંગળી બતાવીને આસ્ટ્રીયા દુનિયાના કાન ભંભેરે કે "જુઓ આ પ્રમાદી, ગંદા, આરામપ્રેમી મ્ગીયરો! આ અબુધોની સાથે અમારાં પનારાં પડયાં છે!"

કૈં જમાનાઓ સુધી યુરોપ એજ સરખો ભ્રમણામાં રહ્યું કે એક મહાવીર જાતિ–બુદ્ધિવંત ને કર્મપરાયણ જાતિ કેવલ અજ્ઞાન, શરાબખોર, નીતિભ્રષ્ટ અને ઉદ્ધત જ છે! અને યુરોપી સંસ્કૃતિના હિતાર્થે જ જાણે કે આસ્ટ્રીયા એ પ્રજાને કોઇ કોઇ વાર પરોણો મારી પલોટી રહી છે!

આવા ઝેરીલા પ્રચાર કાર્યની સામે પ્રતિરોધ કરવા માટે હુંગેરીએ પણ પોતાની રંગભૂમિ, પોતાની વિદ્યાપીઠ પોતાનાં સંગ્રહસ્થાનો, ને વર્તમાનપત્રો ઉભાં કર્યાં હતાં. પોતાના જ પ્રાચીન પોશાકની પ્રથા લોકપ્રિય બનાવી પરદેશી પ્રજાનાં હ્રદય પર પોતાના વ્યક્તિત્વની અમર મુદ્રા અંકિત કરવી પડી હતી. શત્રુઓએ ઉપજાવેલી ઉલટી અસરોને જડમૂળથી ઉખાડી નાખવા માટે હુંગેરીને એક વખત તો સંકુચિત બની જઇ આસ્ટ્રીયન કલા કારીગરી, નૃત્ય વાદ્ય, રમત ગમતો અને સામાજીક નિર્દોષ આચારોનો સુદ્ધાં બહિષ્કાર કરવો પડયો હતો. આસ્ટ્રીયાના નામ સામે ઉગ્ર ધિઃકાર જ ઉત્પન્ન કરવો પડયો હતો. આસ્ટ્રીયન લેબાસ વાળા પોલીસની સાથે એક ઉપાહાર–ગૃહમાં બેસવાના પણ હુંગેરીયનોને કસમ લેવા પડયા હતા. અને ખેડૂતો પણ હુંગેરીયન ભાષામાં બોલતાં લજવાઈ જર્મન વાણીમાં જ વ્યવહાર ચલાવે એટલે સુધી જે દેશનાં ભાષા–સાહિત્યની અધોગતિ થયેલી, તે ભાષાને સજીવન કરવા વીર ઝેકેનીએ ઉઠાવેલી જહેમત પણ ખરેખરી તો આજે જ બર આવી. ઝેકેની બિચારો એ ભાષાનો આદ્ય પ્રચારક હોવા છતાં પણ જીવનભર જર્મન ઉચ્ચારોના કાંટા પોતાની જબાનમાંથી

ખસેડી નહોતો શક્યો. એના સંગાથીઓ એક સામટાં પૂરાં ત્રણ વાક્યો પણ માતૃભાષામાં નહોતા બોલી શકતા. અને આજે બીજી જ પેઢીએ ભાષા-ગર્વ ક્યાં સુધી પહોંચ્યો છે? કોઇ પણ વિદેશી પ્રવાસી હુંગેરીના એકાદ નગરમાં જઇ ચાહે તે પ્રજાજનને રસ્તા વગેરેની કાંઇ પૂછપરછ કરવાનું જો જર્મન ભાષામાં શરૂ કરશે, તો એને હુંગેરીયન પ્રજાજન કશો જવાબ જ નહિ આપે. પોતે જર્મન ભાષા પૂરેપૂરી જાણતો હોવા છતાં જાણે સમજતો જ નથી તેવો હઠીલો બની ચુપચાપ ઉભો રહેશે. પોલીસ પણ ઉત્તર નહિ આપે. કેમકે પોતે આસ્ટ્રીયન પ્રજાજન છે, એવી તમારી માન્યતાનો એ મુંગો ઇન્કાર કરવા માગે છે. પરંતુ જર્મન ભાષાને બદલે જો અંગ્રેજી જબાનમાં જ પ્રશ્ન પૂછશો તો પછી તુર્ત જ તમારા પર દયા લાવી જર્મન વાણી દ્વારા એ ખુલાસા કરશે! પોતાનો ભાષાને કચરી નાખનાર જર્મન બોલતી પ્રજા તરફ એટલી એની વક્રદષ્ટિ છે.

મુક્તિ મળ્યા પછીના તાજેતર સમયમાં જ એક આસ્ટ્રીયન અધિકારીએ જે પ્રશ્ન કર્યો, તેનો ઉત્તર હુંગેરીના એક વૃદ્ધ ખેડુતે જર્મન ભાષામાં દીધો કે "સાહેબ, હું હુંગેરીયન છું."

આસ્ટ્રીયન અધિકારીએ ટોણો માર્યો કે "તું હુંગેરીયન થઇને જર્મન જબાન બોલે છે? હાય! હાય! હાય!"

ખેડુતે તુર્ત જ સંભળાવ્યું "હું જર્મન ભાષા બોલું છું તેટલા ખાતર જ જો તમારો માલીક મને હુંગેરીયન પ્રજાના વસ્તીપત્રકમાં દાખલ કરવાની ના પાડતો હોય, તો કહી દેજો એ માલીકને કે મારી ઉમ્મર નેવું વરસની થઇ ગઇ હોવા છતાં પણ હું હુંગેરીયન ભાષા ભણવા માટે આજે પણ તત્પર જ છું."

એક વખત એવો હતો કે જ્યારે હુંગેરીમાં સ્વભાષાનો એક શબ્દ પણ છપાય તેવાં પાંચ પણ વર્તમાનપત્રો નહોતાં;

તેને બદલે ૧૯૧૦ માં આઠસો વર્તમાનપત્રો સાંગોપાંગ હુંગેરીયન ભાષામાં જ પ્રગટ થવા લાગ્યાં હતાં. આજે તો એ સંખ્યા અધિક ઉંચી ચડી હશે.

એક વખત હુંગેરીની પાસે થોડાંએક સ્વદેશ-ગીતો સિવાય અન્ય કશુંજ સાહિત્ય નહોતું: આજે એના હાથમાં એક મહાન વાંગમયનો અઢળક ફાલ છલકાય છે.

એક વખત એની વાર્ષિક ઉપજ ૬૦ લાખ પૌંડ સુધી પણ ભાગ્યે જ પહોંચતી; આજે એ આંકડો સવા ચાર ક્રોડ ઉપર જાય છે.

એક વખત એને વ્યાપાર જ નહોતો-સિવાય કે પોતાના શત્રુની સાથે. આજે એ દુનિયાભરને કિનારે કિનારે પોતાનાં કસબ કારીગીરીનાં વ્હાણો ઠલવી રહ્યું છે, અને તમામ પ્રજાઓની નોકાઓને ડાન્યૂબ નદીના ડક્કા પર વધાવી રહ્યું છે.

એક વખત એની મ્હેસૂલનીતિ ઉમરાવોની જ પચાઉગીરીની સામગ્રી બની પ્રજાના શિર પર શાપ સમાન હતી: આજે સમાનતા અને ઇન્સાફના નિયમો પર રચાઇને એ મ્હેસૂલ-નીતિ ઇશ્વરી કરૂણા તૂલ્ય બની ગઇ છે. આજે વીયેના નગરથી નૌકામાં બેસી દયામયી માતા ડાન્યૂબનાં આસમાની પાણી ઉપર તમે પંથ કરતા જાઓ, તો છેક બ્યૂડાપેસ્ટના આરા સુધી તમારી સન્મુખ. ડાન્યૂબના બન્ને કિનારાઓ પરની ધરતી દૂર દૂર સુધી મખમલે મઢેલી લાગશે અને મકાઇનાં અઢળક વાવેતરને લીધે, એ મખમલ ઉપર પીળા સુવર્ણની ઝરી કામની શોભા ધરી રહેશે. તે પછી જ્યાં જ્યાં લીલી વાડીઓ જોશો, ત્યાં ત્યાં સેંકડો ટોલર-પુલો સરખી શ્વેત બતકોનાં ટોળાં ને ટોળાં પથરાયલાં દેખાશે. એ ટોળાંને ચારતી, હાથમાં નાની લાકડીવાળી, ત્રાંબાવરણા તમ ચહેરા પરથી પસીના લુછતી, રાતો ચોળ ચણીઓ પહેરેલી ખેડૂત-કન્યાના નેત્રમાં, શબ્દમાં, ગતિમાં તમે સુખસમૃદ્ધિની વાર્તા વાંચી શકશો. એવી હજારો-

બંધ સ્વાદિષ્ટ મકાઈ અને એટલી સંખ્યાબંધ બતકો યુરોપમાં બીજે ક્યાંય કદાચ નહિ હોય.

તારણહારનો યજ્ઞ તો દેશને આટલી આટલી સમૃદ્ધિ અપાવી શક્યો હતો. અને આપણા પુસ્તકનો મનોરથ હંગેરીની તવારીખનું જે એક તેજસ્વી પ્રકરણ ઉકેલવાનો હતો તેની આંહી આટલેથી જ પૂર્ણાહુતિ થાય છે. આજ અલબત હંગેરીએ બીજો પલટો ખાધો છે. એના ભાગ્યલેખ નવી શાહીથી લખાય છે. મહાયુદ્ધની ચીનગારી એની નજીકથી જ સળગી હતી તેથી એને પણ મોખરે રહીને જ એ દાવાનલમાં હોમાવું પડ્યું હતું. એ ઇતિહાસ આરંભમાં પ્રસ્તાવના કહેશે.

